शिघ्र कविराज पंडित श्री गट्टूलालजी.



उम्मर वर्ष ४७.

श्री

# सुभाषित-लहरी.

पंडित श्री गट्टूलालजी विरचित.

(समश्लोकी भगवद्गीता अने कर्त्तानां चित्रचरित्र साथे.)

प्रसिद्ध करनार,

कहानजी धर्मसिंह.

( गीति. )

सरस "सुभाषित-लहरी," हरी परीताप आपशे तरना;
कविमुख कमल विकासी, मन मधुकर निकर मोद भर भरवा. १

मुंबई.

"निर्णयसागर" प्रिंटिंग प्रेस.

संवत् १९४७ शाके १८१३.

मूल्य रु. १.

## छप्पय छंद.

श्री हरिसिंह नरेश, देश हितेच्छु शूरा,
धर्मधुरंधर धीर, वीर परमार्थे पूरा;
थियोसोफि मंडळी, सनातन धर्म वधारे,
तेमां आपे मळी, परिश्रम कीधो भारे;
अध्यात्म ज्ञान उत्कृष्ट अति, संपादन प्रेमे कर्युं;
दीधां दीन जनने दान पण, मान गुमान न मन धर्युं. १
अंग्रेजी गीर्वाण, तथा व्रिज भाषा भावे,
काव्य कळा संगीत, चित्र चातुरी सुहावे;
कर्यो युरोप प्रवास, विविध विद्याबळ ज्यां छे,
अमेरिकामां जवा, वळी मननी इच्छा छे.
थइ राजकाजमां कुशळ ने, ज्ञान मेळव्युं छे घणुं;
इत्यादि अति सद्गुणतणुं, अल्प आह संभारणुं.—२
प्रसन वदन सर्वदा, वृति सात्त्विक रुपाळी,
धर्म ध्यानपर प्रीत, नित्य दृष्टि करुणाळी;
योग मार्गने विषे, प्रवेश कर्यो छे प्रीते,
उत्तम गीता ग्रंथ, तत्त्व जाण्युं शुभ रीते.
भड भावनगर भायात ते, भोज भूपसम भूपरें;
श्री रूपसिंहसुत सुज्ञने, कान ग्रंथ अर्पण करे.—३

# कविचरित.

માણસના અંતઃકરણને ચમત્કાર લાગવાને તથા પોતાના કર્તૃત્વનું મહત્વ સમજાવવાને પરમેશ્વરે આ સૃષ્ટિમાં જે કાંઈ અદ્ભુત ચમત્કાર કરી મૂકેલા છે, તેમાંજ બુદ્ધિરચનાની ગણના છે. શું માણસની કે શું બીજા પ્રાણીની, બુદ્ધિ સમુદ્ર જેવી ગંભીર હોવાથી, તેનો અંત મેળવવો મુશ્કેલ છે. પણ મનને આનંદ પમાડવા તથા પરમેશ્વરના ગૌરવને સમજવા તેમાંના જેટલા ચમત્કારો જોઈ શકાય તેટલા જોવા, એ આપણો ધર્મ છે. આ ચરિતમાં પણ તેવાજ ચમત્કારો જોવામાં આવશે. એટલુંજ નહિ, પરંતુ અનુકરણ કરવાજોગ અસાધારણ ઈશ્વરી જ્ઞાનનું પણ દર્શન થશે.

રજપુતાનામાં આવેલા **કોટા** શહેરમાં **ઘનશ્યામભટ્ટ** નામે એક વિદ્વાન **તૈલંગ** બ્રાહ્મણ રહેતા હતા. તેને તેનાં પત્નિ **જૂનાગઢવાળા શ્રી મગનલાલજી** મહારાજનાં પુત્રી **લાડુબેટીજીની** કૂખે સંવત્ ૧૯૦૧ ના પોષ વદિ બારસે એક પુત્ર થયો. તેનું તેમના પિતાએ પાડેલું નામ **ભાનુદત્ત** અને રાશી ઉપરથી પડેલું નામ **ગોવર્ધન** શર્મા છે. તથાપિ તેમનાં માતુશ્રી "ગટૂ–ગટૂ" કરીને બોલાવતાં હતાં, તે માતૃવાત્સલ્યથી ઉપજેલું **ગટ્ટુલાલજી** નામ આજ જગ જાહેર થઈ પડ્યું છે. એ **ગટૂલાલજી** બાળપણમાં ઘણાજ રમતિયાળ હતા. તેને તેમના પિતા ભણવાસારૂ ઘણા મારતા, તોપણ તેમણે મસ્તી તોફાન છોડ્યું નહોતું. એ ઉપરથી **ઘનશામભટ્ટજી** કોઇ કોઈ વાર ક્રોધથી કહેતા કે, "આ છોકરાનાં હાડકાં લોઢાંનાં બનાવ્યાં છે કે શું?" આમ છતાં છ વર્ષની ઉંમરમાંજ પોતાના પિતાને કવિતા કરતા જોઈ કાવ્યશાસ્ત્રનો અભ્યાસ કરવા માંડ્યો. તે વેળાથીજ એમની બુદ્ધિ ઘણી તીવ્ર હોવાનેલીધે દરરોજનો પાઠ કરવાને લગારે અડચણ પડતી નહોતી. શરૂઆતમાં તેઓ ઘરમાં જે પદાર્થો જોતા, તેને કવિતામાં ગોઠવતા. એ એમની બાળકવિતામાંનું એક વાક્ય, એમના એક મિત્ર તરફથી મળ્યું છેઃ—

**"थाळी पाळी घंटी बंटी तथैव खांडणियुं"**

આ કવિતાના કટકામાં જો કે અર્થ કે રસચાતુર્ય નથી, તથાપિ હાલ એમની પ્રૌઢ કવિતામાં અર્થ અને રસ ચમત્કૃતિપૂર્વક જેવો શબ્દાલંકાર સ્વાભાવિક આવી જાયછે, તેવો એ બાળકવિતામાં પણ છે. આથી સ્પષ્ટ સમજાયછે કે, **ગટૂલાલજી કવિ બનેલા નથી, પણ જન્મેલા છે.**

સાત વર્ષની ઉંમર થતાં સુધીમાં તો તે "અમરકોશ" ત્રણવાર શીખ્યા ને ત્રણવાર ભૂલ્યા. આઠમે વર્ષે ત્રિકાળસંધ્યા ને વેદ શીખવા માંડ્યા. એટલા અભ્યાસ ઉપરથી એમની બુદ્ધિની અત્યંત તીવ્રતા પ્રકાશમાં આવી અને લોકોને મોટી નવાઈ લાગવા માંડી. નવમે વર્ષે શીતળામાં કવીશ્વરની આંખો

ગઈ, તેથી સઘળાં છેક નિરાશ થયાં; અને છ મહિનાસુધી કોઈએ કાંઈ શીખવ્યું નહિ; પણ પછી એમના પિતાજીએ "રૂપાવળી" અને "સમાસચક્ર" શીખવ્યાં તથા બીજું પણ થોડું સંસ્કૃત શિક્ષણ આપ્યું. એ તેમને એવું તો સરસ આવડ્યું કે છ મહિનાની અંદર સંસ્કૃત બોલવા લાગ્યા ને નવમું વર્ષ પૂરૂં થતાં તો સંસ્કૃત શ્લોક રચવાનું સામર્થ્ય પ્રાપ્ત થયું!

આ ઉપરથી દેખાય છે કે, એક ઇંદ્રિય ઓછી થાય એટલે તેનું બળ બીજી ઇંદ્રિયોના બળમાં વધારો કરનારૂં થઇ પડેછે; એવું જે તત્વજ્ઞાની પુરુષોએ સ્થાપિત કરચું છે, તે શબ્દશઃ સત્ય છે. વળી એ ઉપરાંત કિરાત, રઘુવંશ, માઘ, નૈષધ, કુમારસંભવ અને ચંપુ-ભારત માહેનાં ઘણાંક પ્રકરણો ગટ્ટૂલાલજીના તીર્થરૂપે તેમને ભણાવ્યાં ને તે સર્વેનો દરરોજ એકવાર પાઠ કરવોજ,–એવા એમણે સમ આપ્યા હતા. એ પ્રતિજ્ઞા અંતઃકરણપૂર્વક પાળ્યાથી, તેમની સ્મરણશક્તિ અતિ ઉત્કૃષ્ટતા પામી.

માત્ર બાર તેર વર્ષની વયે કવિએ "રૂકમણિચંપુ" નામે સંસ્કૃત ગ્રંથ લખ્યો છે, તે ઘણોજ સરસ છે. એ શિવાય એમના રચેલા "વેદાંત ચિંતામણી,"–"સત્સિદ્ધાંત માર્તંડ"–"મારુતશક્તિ" ઇત્યાદિ અનેક નાના મોટા ગ્રંથો છે. ગૂજરાતી ભાષામાં એમના રચેલા ગ્રંથોમાં કેટલાક અપ્રસિદ્ધ અને કેટલાક અપૂર્ણ છે. દશ વર્ષ ઉપર "આર્યસમુદય" નામે માસિક ગ્રંથ તેઓ રચી પ્રકટ કરતા હતા અને બે વર્ષથી તેને પાછું શરૂ કરી સંસ્કૃત "આર્યસમુદય*" પણ લખવા માંડયું હતું.

અઢાર વર્ષની ઉંમરે પંડિતજી પોતાના પિતાજી સાથે કાશીએ ગયા હતા. ત્યાંના વિદ્વાન્ વર્ગમાં એમની ઘણી પ્રસંશા થઇ અને કવિતા કરવાની અદ્ભુત શક્તિ જોઈ તેઓએ તેમને "**શીઘ્રકવિ**" ની પદવી આપી. એટલુંજ નહિ, પણ પ્રૌઢ વેદાર્થજ્ઞાન જોઇ સૌ તેમને "**પંડિત**" કહેવા લાગ્યા.

ઈશ્વરે એમને સ્મરણશક્તિ ઘણી ચમત્કારિક આપેલી છે, અને વેદાંતર્ગત તત્વજ્ઞાનની પુષ્કળ માહિતી છે, તેપણ સતેજ છે. વેદમાં મૂર્તિપૂજા કહી નથી, એમ દયાનંદ સ્વામી કહેતા હતા, પણ એમાંજ તે કહી છે, એવું આ પંડિતરાજે પ્રમાણપૂર્વક સિદ્ધ કરી આપેલું કહેવાય છે. ચારે વેદ, ન્યાય, મીમાંસા, તર્ક, સાંખ્ય, યોગ, વ્યાકરણ, સાહિત્ય અને જ્યોતિષ્યાદિ શાસ્ત્રોમાં તેઓ નિપુણ અને "**શતાવધાની**" પણ છે.

શતાવધાન એટલે ૧૦૦ બાબત ઉપર એકી વેળાએ લક્ષ આપવું. તેના પ્રકાર ઘણા છેઃ—સંસ્કૃત, વ્રિજ, ગૂજરાતી, મરાઠી, આદિ પંડિતશ્રીને જાણીતીજ માત્ર નહિ, પણ કેવળ અજાણી એવી અંગ્રેજી, ફ્રેંચ, લાટીન, ગ્રીક, ફારસી, જર્મન ઇત્યાદિ ભાષાના (વખત હોય તે પ્રમાણે) ૫–૧૦–૧૫ કે તેથી પણ વધારે શબ્દનાં, તેટલાંજ કે તેથી વધારે જુદાં જુદાં વાકયો, પૃચ્છકો કાગળપર લખી રાખે અને પછી પોતપોતાનાં વાકયોનો ગમે તે એક

* પંડિતજી હાલ પ્રવાસમાં હોવાથી આ માસિકની યોજના બરાબર કરી શકતા નથી.

શબ્દ પંડિતશ્રીને દરેક પૂછનાર તરફથી કહેવામાં આવે;—એમ જેટલા ગૃહસ્થોએ જેટલી ભાષાની પૃચ્છા ધારી હોય, તે તે ભાષાની પૃચ્છાના શબ્દોમાંથી એકેક શબ્દ, ગમે તે ક્રમમાં વારાફરતી કહેતાં, દરેક પૃચ્છકે લીધેલા વાક્યના સર્વે શબ્દો પૂરા થાય કે તુરતજ તે તે વાક્ય તથા જ્યારે સર્વ જણનાં સર્વ વાક્યો પૂરાં થાય ત્યારે તે બધાં વાક્યો સામટાં બરાબર ક્રમમાં ગોઠવીને પંડિતજી બોલી જાયછે. એ યાદ રાખવામાં વળી બીજો એવો ચમત્કાર હોયછે કે, તે દરેક વાક્યનો દરેક શબ્દ, કયે વખતે ને કેવા ક્રમભંગથી કહેવામાં આવેલો, તે સુદ્ધાં તેઓ તાબડતોબ કહી શકેછે; જે મૂળ કહેનારને પણ ભાગ્યેજ બરાબર યાદ હોયછે!

આ પ્રયોગ ચાલતો હોય તે વચમાં સમયે ઘંટડીના ૫–૧૦–૧૫ કે ગમે તેટલા ટકોરા કરવામાં આવે તો તેની પણ કુલ ખરેખરી સંખ્યા, તથા અમુક વખતે આટલા ટકોરા થયા હતા, તે કહી દેછે! શતાવધાનના ચાલતા પ્રસંગમાં શીઘ્ર કવિતાના પ્રયોગો પણ પંડિતજી કરેછે; ને ગમે તે વિષય અથવા વસ્તુનું વર્ણન, કોઈ ગૃહસ્થ પૂછે, તેને તેજ સમયે કવિતામાં કહી સંભળાવે છે. એમાં વિશેષ ચમત્કાર એ છે કે, જે છંદ–વૃત્તમાં કવિતા કરવાને કહો તેમાંજ તે તત્કાળ કરી આપેછે. એટલુંજ નહિ, પણ જે રસ, અલંકાર, વા નાયિકાવર્ણન માગો તે તેમાં લાવી આપેછે; ને સાથે સમશ્યાપૂર્તિ, આદ્યાક્ષરી, અંતર્લાપિકા, ગતાનુગતિકા, શ્લેષાર્થી, યમક–પ્રાસાનુપ્રાસ,–ઇત્યાદિ નીચે જણાવેલા કાવ્ય ચમત્કારો તેવી શીઘ્ર રચેલી કવિતામાં પણ લાવી શકેછે.

સમશ્યાપૂર્તિના બે પ્રકાર છેઃ–ત્રિચરણ સમશ્યા ને એક ચરણ સમશ્યા. ગમે તે એક છંદનાં અનુસંધાનરહિત ત્રણ ચરણો કહ્યાં હોય, તેમાં એક ચરણ નવું ઉમેરીને આખો શ્લોક એવી રીતે પૂરો કરી આપવો કે, માગેલી બાબતનું વર્ણન તેમાં આવી જાય, તેનું નામ ત્રિચરણ સમશ્યા. તેમજ ગમે તે શ્લોકનું એક ચરણ આપવામાં આવ્યું હોય, તેમાં બીજાં ત્રણ ચરણ ઉમેરીને પૃચ્છકનું ઇચ્છિત વર્ણન જે કવિતામાં આણી આપવું તે એક ચરણ સમશ્યા. આદ્યાક્ષરી એટલે જે કવિતાનાં સઘળાં ચરણના આરંભનો એકેક અક્ષર વાંચતાં તેમાંથી પૃચ્છકે માગેલું વાક્ય અથવા કોઈ મનુષ્યનું આખું નામ વંચાય. અંતર્લાપિકા એટલે બનાવેલા શ્લોકની અંદરથી માગેલું વાક્ય વાંચી શકાય અથવા વર્ણવેલી શંકાનો ઉત્તર નીકળી આવે એવી કવિતા. ગતાનુગતિકા એટલે એકજ શ્લોક અવળો ને સવળો જમણી તથા ડાબી બાજુથી બે રીતે વાંચી શકાય અને તેમાંથી એક અથવા જુદા જુદા અર્થો નીકળે. શ્લેષાર્થી એટલે શ્લોક એકજ પણ તેમાં બે અર્થ સમાયલા હોય અથવા બે આપેલી જુદી જુદી વસ્તુનું વર્ણન તેમાં આણવામાં આવ્યું હોય, તેવી દ્વિઅર્થી કવિતા. યમક–પ્રાસાનુપ્રાસ એટલે તેના તેજ અક્ષરો અથવા શબ્દો, એકજ કવિતામાં વારંવાર અર્થચમત્કૃતિ સાથે વપરાય તે. એ સિવાય "ઘટિકાશતક" એટલે એક ઘડી અથવા ૨૪ મિનીટમાં ૧૦૦ નવા શ્લોકો રચી આપવા તે.

પંડિતજીની આ શક્તિ તો ખરેખર અવર્ણનીય ને અદ્ભુત છે. એક મેલાવડામાં રા. મણિલાલ જેવા લેખક પણ તેમના શ્લોકો લખી શક્યા નહોતા. આવા ચમત્કાર ઇ૦ સ૦ ૧૮૮૨ તથા ૮૪ માં કાઠિયાવાડના રાજાઓ અને ગૃહસ્થોએ રાજકોટ મધ્યે જોયા હતા અને તે વૃત્તાંત સરકારી "શાળાપત્ર" માં છપાયું હતું.

વળી પંડિતશ્રી બેઉ આંખે અપંગ છતાં, જુદાં જુદાં કદની અને જુદાં જુદાં અટપટાં નામની ૫-૧૦-૧૫ કે તેથી પણ વધારે ચોપડીઓ, તેમના હાથમાં દરેક ચોપડીનું નામ દઈને આપીએ, અને પછી તેમાંની ગમે તે ચોપડી માગીએ તો તરત હવાલે કરેછે. એટલુંજ નહિ, પણ અગાઉ નહિ આપેલી એવી નવી ચોપડી જો તેમાં ભેળી દઈએ, તો તે પકડી આપેછે!

આ સર્વ પ્રયોગોમાંના કેટલાક, જુદી જુદી કોમનાં સેંકડો મનુષ્યો હિંદુ, પારસી, યુરોપિયનો વગેરેની સમક્ષ ૧૮૮૫ માં મુંબઇની હાઇકોર્ટના જડજ સર વિલીયમ વેડરબર્નના પ્રમુખપણા હેઠળ "આર્યજ્ઞાનવર્ધક" સભાતરફથી કરવામાં આવેલા મેલાવડામાં થયા હતા; ને તેનું પુષ્કળ વિવેચન વર્તમાનપત્રોમાં પ્રગટ થયું છે. એ ઉપરાંત "અન્યથાનયન" એટલે કોઈ પણ અસંભવિત વાત કહી હોય, તે સંભવિત જેવી લાગે, એવા આકારમાં ગદ્ય કિંવા પદ્યમાં કવિરાજ ગોઠવી આપેછે, તે શક્તિપણ અસાધારણ છે.

આવી અદ્ભુત શક્તિના ધીર પુરુષો દુનિયાના ઇતિહાસમાં ક્વચિતજ જોવામાં આવશે. યુરોપ અને અમેરિકાખંડ વિદ્યાવૃદ્ધિમાં સૌથી આગળ પડતા છે, તેમ છતાં ત્યાંપણ આવાં નરરત્ન જોવામાં આવતાં નથી. આપણા દેશમાં અષ્ટાવધાની (સામટું આઠ કામપર ધ્યાન રાખનારા) દ્રાવિડપ્રાંત તરફ મળી આવેછે. પણ ગટૂલાલજીની સાથે સરખાવવા જેવા તો કોઇ હોય વા નહિ પણ હોય. જેઓ હશે, તેઓ ગણિત, શીઘ્ર કવિતા, વગેરે અષ્ટાવધાનના ચમત્કારો કરી શકશે, પણ ઉપર કહ્યું તેમ શતાવધાન અને સાથે કાવ્ય, સાહિત્ય, તત્ત્વજ્ઞાન તથા અજાણી ભાષાઓ વગેરે વિષયપરની પૃચ્છાઓના જવાબ દેવાની શક્તિવાળા તો વિરલજ મળશે. હિંદ હિતેચ્છુ હેનરી ફૉસેટ ૨૧ વર્ષસુધી યુનીવરસિટીની ઉંચી કેળવણી સંપાદન કર્યા પછી અંધાપાના દુઃખમાં આવી પડ્યો હતો; અને કવિ મિલ્ટન ઘડપણમાં અંધ થયો હતો. પણ આ ગટૂલાલજી તો બાળપણથીજ અંધાપાનું અસહ્ય દુઃખ ભોગવેછે!!!

"આર્યસુધર્મોદય" સભા હાલ જે મુંબઈમાં ચાલેછે, તેની સ્થાપના આ પંડિતજીને હાથે થઈ છે. એ સભામાં તેઓ અઠવાડિયે-પખવાડિયે જુદા જુદા વિષયોપર વ્યાખ્યાન આપેછે. ગોરક્ષકમંડળીની સ્થાપના કરવામાં તેમનો હાથ હતો, અને જ્ઞાનપ્રસારકમંડળી તથા ભુલેશ્વરલાઈબ્રેરીના ગટૂલાલજી લાઇફ મેમ્બર છે. આર્યસુધર્મોદય સભા તરફથી એકવાર એમને મોટું માનપત્ર મળ્યું હતું ને કેટલાક ગૃહસ્થોએ મળી ફંડ કરતાં, આશરે અઢાર હજાર

રૂપિયા ભરાયા હતા. કવિરાજનું તેમાંથી કરજ પતાવતાં થોડી રકમ રહી, જેનું વ્યાજ હાલ મળેછે, પણ તે કરતાં બમણો ખર્ચ તો પોતાને ત્યાં આવતા વિદ્યાર્થીઓને મફત ભણાવવામાટે સ્થાપેલી "વિદ્યાલક્ષ્મીસંસ્કૃત પાઠશાળા"-* નો થતો હશે. સિવાય સંપ્રદાયના સિરસ્તા પ્રમાણે ભગવદ્દસેવા તથા મંદિરનો ખર્ચ તે જુદો. મતલબ કે, પંડિતજીની પૈસા સંબંધી સ્થિતિ, "વિદ્યા ને લક્ષ્મીને વેર," એ કહેવત પ્રમાણે ઘણીજ નબળી છે. તે છતાં, તે વિષે તેમને કંઈ લાગતું નથી, એ એમના ઉચ્ચ સદ્દગુણો અને ધર્મશ્રદ્ધાના પ્રતાપ છે. કષ્ટની વેળાએ પણ સાચવટ, ટેક, અને અયાચકવૃત્તિએ સદા ઉદાર, આનંદી, નમ્ર અને દયાળુ છે. કહેણી પ્રમાણે રહેણી રાખનારા તો એના જેવા કોઈકજ નર મળી આવશે. તુકારામ બાવાએ કહ્યું છે કે,—

"बोले ऐसा चाले त्याचीं वंदावि पावले."

આ પુરુષ વલ્લભસંપ્રદાયના મોટા સ્થંભરૂપ છે. એ ધર્મના કેટલાક ગુરુઓનાં દુરાચરણથી ધર્મનું ખરૂં સ્વરૂપ ઢંકાઇ જઇને સંપ્રદાય ઘણોજ વગોવાયો, અને સુધારાવાળાઓનો એ ધર્મઉપર મોટો સપાટો ચાલ્યો, તેથી તેના અનુયાયીમાંથી પણ ઘણા જણાની શ્રદ્ધા ઓછી થવા લાગી છે. પણ તેઓ એવી હાલતમાં ડૂબી જતા સંપ્રદાયને તારવાનો સતત્ ઉદ્યોગ કરેછે, વ્યાખ્યાનો આપી શંકાનું નિવારણ કરેછે ને નામધારી ગુરુઓનાં દુર્વર્તન ઉઘાડાં પાડેછે. આથી એ ગુરુવર્ગ એમના ઉપર રૂઠેલો સંભળાય છે અને એમના મંદિરમાં સામગ્રી ભેટ વગેરે કંઇ જતું નથી. થોડાક સમજુઓ ગટ્ટૂલાલજીની કદર પીછાને છે; અને કામવનવાળા શ્રીમદ્ દેવકીનંદનાચાર્ય તો તેમના રૂડા આચાર વિચાર જોડે મળતા છે, તેથી વારંવાર એમની સાથે રહી ધર્મોપદેશ કરેછે. ગીતા અને ભાગવતાદિ મહા ગૂઢ ગ્રંથોના અર્થો, જે બીજા મહારાજો પોતાને અનુકૂળ રીતે કરતા, તેના ખરા અર્થ આ સત્પુરુષ ભરસભામાં સ્પષ્ટ કહેછે. તેથી ફાયદો એ થયોછે કે, નવા જુવાનીઆઓ ધર્મ છચોક છોડી દેવાની ધાસ્તિ ઉભી થઇ હતી, તે દૂર થઈ છે. એટલુંજ નહિ, પણ કેટલાકને તો હાલમ મોટી શ્રદ્ધાવાળા થઇને, ધર્મવિરૂદ્ધ મત ધરાવનારાઓ સામે મજબૂત બાથ લેતા જોઈએ છીએ. એ પ્રતાપ આ પંડિતજીનો છે. વળી એમની જ્ઞાનશક્તિથી નામદાર અંગ્રેજ સરકાર પણ વાકેફ છે, તેથી આર્યધર્મસંબંધી કોઇ મોટો નિયમ ઘડતાં પહેલાં એમની સલાહ અને વિચાર પૂછેછે.

હાલ કલકતા બંગાળ તથા દિલ્હીના વિદ્વાન્ વર્ગે કવિરાજની અસાધારણ શક્તિ અને વિદ્વત્તાથી પ્રસન્ન થઈ "ભારતમાર્તંડ" નો ખેતાબ આપ્યોછે. ને તે અગાઉ, વલ્લભસંપ્રદાયના નાથદ્વારવાળા ટીકાત મહારાજશ્રી ગોવર્ધનલાલજીએ, મુંબઇની નવી કાપડબજારના હૉલપર જંગી સભા ભરીને "વેદાંતભટ્ટાચાર્ય" નો ખેતાબ એનાયત કર્યો છે.

* આ પાઠશાળામાં શીખીને એક એમના શિષ્ય શીઘ્રકવિ થયા છે ને બીજા પણ કવિતા, ન્યાય વગેરેનું જ્ઞાન મેળવેછે.

પંડિતજીમાં વિશેષ વર્ણનીય અને વંદન કરવાજોગ ગુણ છે તે એ કે, તેઓ ધર્મશિલ ને કર્મનિષ્ઠ પુરુષ છે. એમને સ્નાન–સંધ્યા, જપ-જાપ, દેવ-દેવાર્ચન, ધ્યાન-મનન, ભગવત્–ચિંતન,–ઇત્યાદિમાં વખત પૂરો થતો નથી, એમ કહીએ તો તે બિલકુલ ખોટું નથી. એમનાં ચર્મચક્ષુ નથી, પણ પરમેશ્વરે જ્ઞાનચક્ષુ આપ્યાં છે, તે વડે સર્વ સૃષ્ટિનું અવલોકન કરેછે અને તેનાથી ઉત્પન્ન થયેલા આનંદમાં નિરંતર નિમગ્ન રહેછે. "योग क्षेमं वहाम्यहम्" એવું જે ભગવાને ગીતામાં અભિવચન આપ્યુંછે, તેનાઉપર એમનો પૂર્ણ વિશ્વાસ છે. અને કોઇ કંઇ એમને મદદ કરેછે, તો એ વચન વદેછે. પરમેશ્વર ઉપર એમની નિષ્ઠા એટલી બધી છે, એ તેમની પૂર્વ પુણ્યાઈનું ફળ છે. એવા પુરુષોજ આ જમાનાના દેવપુરુષ સમજવા; અને તેઓજ નિરંતર વંદન કરવાજોગ છે.

## ( ગરબો. )

"મ્હોલે પધારો મહારાજ, માણીગર મ્હોલે પધારો"—એ રાહ.

આનંદ થાએ અપાર, મને આજ આનંદ થાએ;
ઘનશ્યામતનુજ આભાર, નહિં મનથી વિસરાએ. (ટેક.)
પંડિત ગટ્ટુલાલજી, નામ નથીજ અજાણ;
વિદ્વજ્જન પંકજતણા, જાણે ઉગ્યા ભલા એ ભાણ.—મને આજ૦ ૧
પ્યારા પુરુષોત્તમ અને, પ્યારો ધર્માચાર;
પ્યારાં સારાં પુસ્તકો, જેને અંતરથી નિરધાર.—મને આજ૦ ૨
નમ્રપણું ને ન્યાય વળિ, નવધા ભક્તિ નિત્ય;
નિત્ય નિરંતર છે દયા, જેના નિર્મળ મનમાં ખચીત.—મને આજ૦ ૩
લાલચ તૃષ્ણા ના મળે, જેને મન લવલેશ;
ભક્તિવિષે શુભભાવ ને, વિદ્યાવ્યસન દિસેછે વિશેષ.—મને આજ૦ ૪
મેલી માન મમત્વને, મારી મનોવિકાર;
શુદ્ધધર્મ આચારના, જેણે સરસ ધર્યા શણ[illegible].—મને આજ૦ ૫
પ્રસન્ન મન છે જેમનું, કરવા પરોપકાર;
નિજસ્વારથની ના મળે, જેને હૃદયવિષે દરકાર.—મને આજ૦ ૬
ભાગે મનની ભ્રાંતિ જે, દઈ વિધવિધ દૃષ્ટાંત;
ખંત અને આગ્રહવડે, સમજાવે ખરો સિદ્ધાંત.—મને આજ૦ ૭
ધર્મગુરુ વિદ્યાગુરુ, જેવા વ્યાસ વસિષ્ઠ;
પારાશર ને મનુ થયા, એવા આજ સમે એ ઈષ્ટ.—મને આજ૦ ૮
સુણો બોધ સહુ એમનો, રાખી રૂડો ભાવ;
પ્રજ્ઞાચક્ષુ જે છતાં, એનો પસર્યો જગત્માં પ્રભાવ.—મને આજ૦ ૯
એ સત્પાત્ર શિરોમણી, પૂજ્ય ગણી નરનાર;
સહજ સમાગમ લઈ જુઓ, કાન અનુભવ કરવા સાર.—મને આજ૦ ૧૦

(सुबोधसंग्रह.)

# અનુક્રમણિકા.


વિષય. પૃષ્ઠ.

## પ્રાર્થનાપ્રકરણ.

દશાવતારસ્તોત્ર. ... ... ૧
નૃસિંહસ્વરૂપ. ... ... ... ૪
વામનચરણવર્ણન. ... ... ૬
રામવિજય. ... ... ... ૭
ગિરિધરસ્તવન ... ... ૮
કૃષ્ણપ્રાગટ્ય. ... ... ... ૮
પ્રભુપ્રાર્થના. ... ... ... ૧૧

## ભક્તિપ્રકરણ.

નવધા ભક્તિનું મહત્વ ... ૧૨
ભક્તિપ્રભાવ..... ... ... ૧૪
ભગવાનની ભક્તિવશતા. ... ૧૫
ભગવાનની ભક્તવત્સલતા. ... ૧૬
મેઘશ્યામભક્તિ. ... ... ૧૭
કૃષ્ણકીર્તન. ... ... ... ૧૭
રામસ્તવન. ... ... ... ૧૯
ગંગાદશપદી. ... ... ... ૨૦
યમુનાવર્ણન .... ... ૨૧
પ્રયાગવર્ણન. ... ... ... ૨૨
હરિકૃપા.... ... ... ... ૨૨
ઈશ્વરસિદ્ધિ. ... ... ... ૨૩
હૃદયદૂત. ... ... ... ૨૫

## શિક્ષાપ્રકરણ.

માનવધર્મ. ... ... ... ૩૨
દામ્પત્યધર્મ. ... ... ... ૩૭

વિષય. પૃષ્ઠ.

પ્રેમપ્રસંશા. ... ... ... ૪૦
સુસંપમહિમા. ... ... ૪૧
કળિકાળનાં કષ્ટ ... ... ૪૩
ક્રોધ. ... ... ... ... ૪૪
કન્યાવિક્રયની ક્રૂરતા. ... ... ૪૫
પ્રસ્તાવિક ગીતિ, દોહરા ૪૦... ૪૬

## સ્ફુટકાવ્યપ્રકરણ.

ઈશ્વરસ્તુતિ. ... ... ... ૫૭
મેઘાન્યોક્તિ. ... ... ... ૬૦
વર્ષાવર્ણન. ... ... ... ૬૩
વસંતવર્ણન. ... ... ... ૬૩
સમસ્યાપૂર્તિ. ... ... ... ૬૪
સૈન્યવર્ણન. ... ... ... ૬૪
કૈશરેહિંદ વિકટોરીઆ. ... ૬૫
સવાઈબહાદુર ખેંગારજી. ... ૬૭
કુમારશ્રી જોરાવરખાનજી. ... ૬૮
લાર્ડ રીપન. ... ... ... ૬૮
ઑ. નાનાભાઈ ... ... ૬૯
આર્યસુધર્મોદયસભા ... ... ૬૯
ભૂલેશ્વરપુસ્તકાલય. ... ... ૭૦
વર્તમાનપત્ર. ... ... ... ૭૦
સભાવર્ણન. ... ... ... ૭૦
બાળલગ્ન ... ... ... ૭૦
પરચૂરણ કાવ્ય. ... ... ૭૧

વિષય. પૃષ્ઠ.

## સમશ્લોકી ગીતા.

અ૦ ૧ વિષાદયોગ.... ... ૭૨
અ૦ ૨ સાંખ્યયોગ. ... ૭૫
અ૦ ૩ કર્મયોગ. ... ... ૮૧
અ૦ ૪ જ્ઞાનવિજ્ઞાનયોગ. ... ૮૪
અ૦ ૫ સંન્યાસયોગ. ... ૮૭
અ૦ ૬ અધ્યાત્મયોગ. ... ૯૦
અ૦ ૭ જ્ઞાનયોગ. ... ... ૯૩
અ૦ ૮ અક્ષરબ્રહ્મયોગ. ... ૯૫
અ૦ ૯ રાજવિદ્યાયોગ. ... ૯૭
અ૦ ૧૦ વિભૂતિયોગ. ...૧૦૦
અ૦ ૧૧ વિશ્વરૂપદર્શનયોગ ...૧૦૩

વિષય. પૃષ્ઠ.

અ૦ ૧૨ ભક્તિયોગ.... ...૧૦૭
અ૦ ૧૩ ક્ષેત્રક્ષેત્રજ્ઞયોગ. ...૧૦૯
અ૦ ૧૪ ગુણત્રયવિભાગયોગ. ૧૧૧
અ૦ ૧૫ પુરુષોત્તમયોગ. ...૧૧૩
અ૦ ૧૬ દૈવાસુરસંપદ્વિભાગ...૧૧૪
અ૦ ૧૭ શ્રદ્ધાત્રયવિભાગયોગ...૧૧૬
અ૦ ૧૮ મોક્ષસંન્યાસયોગ ...૧૧૮

## "સાહિત્યસંગ્રહ."

ગંગતરંગ. ... ... ... ૧૨૪
વિવિધ કવિતા. ... ... ૧૨૮
મારવાડી ભાષા કવિતા. ... ૧૩૨
સ્ફુટ દોહરા.... ... ... ૧૩૩

# ચોરાશી આસન સાથે.

## શ્રીપરમપદ–બોધિની.

(બીજી આવૃત્તિ.)

યોગ, સાંખ્ય, ભક્તિ અને વેદાંતની સમજ આપનાર આ અતિ ઉત્તમ ગ્રંથ છે. એમાં હઠયોગ અને રાજયોગની પુષ્કળ પ્રક્રિયાઓ સ્ફુટ કરી વર્ણવી છે; તથા દરેક અભ્યાસીને પ્રકૃતિ-સ્થિતિ અનુસાર પોતાના આત્માને સન્માર્ગે લઈ જવાનું સહેલું પડે, તેવી યોજના કરી છે. યોગ, સમાધિ, ચોરાસી આસન અને ઉપદેશની કવિતા ઉપરાંત કર્ત્તાનું ચિત્ર ચરિત્ર પણ આપવામાં આવ્યું છે. કિંમત રૂ. ૧ાા પોસ્ટેજ ૦)- આ ગ્રંથવિષે કવિરાજ લખેછે કે,—

(દોહરો.)

ગ્રંથ "પરમપદ-બોધિની," યોગશાસ્ત્રનો સાર;<br>
મુક્તિઇચ્છુ ભવભીત જન, વાંચો કરી વિચાર. ૧

**કહાનજી ધર્મસિંહ,**

બહારકોટ, ચંપાવાડી–**મુંબઈ.**

# सुभाषित-लहरी.

## प्रार्थना प्रकरण.



### दशावतारस्तोत्र.

(શાર્દૂલવિક્રીડિત.)

લક્ષ્મી લોચન પીન મીન સમ છે, તેના સદા ધ્યાનથી,
છોડી પૂર સુભક્તિ દૂર ન જવા, ભક્તો મનઃસ્થાનથી;
પોતે **मीन** થયા લયાબ્ધિ તરવા, વેદાર્થ જે પાય છે,
તે સત્યવ્રત ભૂ અહીન ગુણથી, અદ્યાપિ બંધાય છે. ૧

(પૃથ્વી.)

અમંદ જળ કંદરા ધ્વનિત મંદરાદ્રિ ભમે,
મટે અચળ પૃષ્ઠની ચળ સુખેજ સૂતું ગમે;
ચળે જલધિ ઉર્મિઓ પ્રબળ વક્ત્ર વાયુ ક્રમે,
ટળે અખિલ ઉર્મિઓ હૃદય **कूर्म** રૂપે રમે. ૨

(વસંતતિલકા.)

હીરા છડી પર જડી મણિ ઇંદ્રનીલ,
સોહે સિતાબ્જ લસિતા અલિની સલીલ;
જેવી સુનીલ નલિની ગજદંત છાજે,
તેવી **वराह** હરિદાઢ ધરા બિરાજે. ૩

(મંદાક્રાંતા.)

પ્રહ્લાદાર્થે પ્રકટ સહસા, થાયછે સ્તંભ ભેદી,
વક્ષસ્થાન સ્ફુટ તમ નખે, દુષ્ટનું છેક છેદી;
સર્વાકાર પ્રભુ **नरहरि**, શ્રીજ દેખી ન રીઝે,
ભીંજે દીન સ્વજન વચને, આજ્ઞી ભક્તિ સીઝે. ૪

(સ્રગ્ધરા.)

હે ભિક્ષો! ક્યાં વસો છો, અખિલ અવનિમાં, કોણ છો હું અપૂર્વ,
ત્રાતા કો કો ન મારો, કવણ જનક ને માત દીઠાં ન સર્વ;
શું લેશો દેવમાટે, ત્રિપદ ધરણિ એ અલ્પ છે ના ત્રિલોકી,
આશો શું પુણ્ય ભક્તો, અશનદ **બટુ** એ બોલિયા તત્વ રોકી. ૫

(ગીતિ.)

કુશ ગુણકર્ષણ કિણકર, શાપે ચાપે સમર્થ ભજ રામ;
સમિધ કુનૃપ પ્રહારક, **કુઠારધર** તીવ્ર તેજ તપ ધામ. ૬

(શિખરિણી.)

શિલા તારી નારી, શુચિ રુચિર સારી રજ ભરે,
કરી જાતાં વાટે, અવન ગતિમાટે વન ફરે;
ન કો દંડો દીસે, રહિત કર કોદંડ ન કદા,
વિચિત્રશ્રી ભીતા ભયદ ભજ **સીતાપતિ** સદા. ૭

(હરિણી.)

સુર મદ ગજે શુંડા દંડે યથા નલિની હરી,
પ્રબળ હળથી ખેંચી ગંગાવિષે નગરી ધરી;
સભય યમુના જેવું કાળું લસે સિત અંગમાં,
વસન કરુણાસિંધુ ભ્રાજે **હલાયુધ** રંગમાં. ૮

(દ્રુતવિલંબિત.)

કલુષથી કળિકાળ વધારવા, અસુરમાં ઉપધર્મ જ ધારવા;
પરમ પાપ કહી પશુઘાતને, **સુગત** દૂર કરે ક્રતુ જાતને. ૯

(ઔપચ્છંદસિક.)

કરવાલ કરાળ કાલ ખાસો, કર કોપાનલ ધૂમની શિખા સો;
કલિ કલ્મષ કર્મ **કલ્કિ** કાપે, દલ દુષ્ટો દલનાર સત્ય થાપે. ૧૦

(માલિની.)

ધરિ દશ અવતારો, **કૃષ્ણ** હે! દેવ તારો,
શ્રુતિ સુપથ વધારો, ભૂમિમાં ભાવ ધારો;
અસુર અમિત મારો, પાર નાવે તમારો,
ભજન જશ પસારો, આપજો આપ સારો. ૧૧

(દોહરો.)

શ્રીવર ગિરિધર સકલ સુખ, મંગલ માન નિદાન;
દીનબંધુ અશરણ શરણ, કરો કૃપારસ દાન. ૧

## (મરાઠી ચાલની સાખી.)

શ્રીગિરિધારી મંગળકારી સજ્જન હૃદય વિહારી;
દશ અવતાર ધરી દશ દિશમાં, સુજન વિપત્તિ નિવારી. (ટેક.)
પ્રલય જલધિમાં રમતાં મનુની, નૌકા પાર ઉતારી;
આપ્યા વેદ વિધાતૃ[1] ખેદકર, સંખાસૂરને મારી. ૧
જલનિધિ મથતાં સુર અસુરોનો, સફલ મનોરથ કીધો;[2]
કઠિન પીઠ અર્ણવ અંદરથી, મંદર ઉંચકી લીધો. ૨
વિધિના સાથી વિધિ નાસાથી,[3] પ્રગટ્યા મખવપુ[4] ભાવ્યા;
હણિ હિરણ્યાક્ષ સાગરથી, ધરણિ ઉજાગર[5] લાવ્યા. ૩
સ્તંભ વિદારી દિતિસુત મારી, પ્રહ્લાદને ઉગાર્યો;
તેના ઉપર છત્ર ધરાવ્યું, ત્યારે ક્રોધ ઉતાર્યો. ૪
ચરણ નખે બ્રહ્માંડજ ભેદી, આણ્યું બાહર વારી;[6]
બ્રહ્માએ તે ચરણ પખાળ્યું, ધારા શિવ શિર ધારી. ૫
તાતભક્તિથી ઘાતક નૃપવન, પરશુ લઇને કાપ્યું;
મખમાં મુનિને દઇ સકલ ભૂ, ધામ જલધિમાં થાપ્યું. ૬
અઘશમ હેતુ નિજ યશકેતુ[7], સેતુ સિંધુમાં બાંધી;
અતિ જડ તરત તરે મમ નામે, એમ પ્રતિજ્ઞા સાંધી. ૭
બલ્વલ[8] હણી ઘણી શ્રુતિ મખકૃતિ, શૌનક તણી કરાવી;
તીર્થ સાર્થ વન પાવન કરવા[9], યાત્રા મનમાં ભાવી. ૮

---

૧. બ્રહ્મા. ૨. ચૌદરત્નોમાંનાં કેટલાંએક દેવોને અને કેટલાંએક દૈત્યોને મળ્યાં, તેથી બંનેનો મનોરથ સફલ. ૩ વેદ વિધિના સાથી એવા ભગવાન્. વિધિ એટલે બ્રહ્માની નાસિકામાંથી એક અંગુઠાના અગ્ર જેટલું નાનું વરાહનું બચ્ચું નીકળી થોડાજ વખતમાં વધી બહુ મોટું થયું. ૪ યજ્ઞરૂપી શરીર. ૫. ખુલ્લી રીતે. ૬. બ્રહ્માંડના ગોળની ઉપરના ભાગમાં નખે બારીક છિદ્ર પાડી બ્રહ્માંડની બહારનું પાણી અંદર આણ્યું. ૭ ધની. ૮ એ નામનો રાક્ષસ. ૯ લોકો પોતાનાં પાપો તીર્થમાં ધૂવેછે, તે તીર્થોને પાછાં પાપરહિત કરવાને માટે.

તામસ[૧] અસુર નિશાચર કાજે, દૂર વેદ રવિ રાખ્યો.
ધ્યાન ધરી સ્થિર સુર વનિતાનો, ગર્વ સર્વ હરિ નાંખ્યો.[૨] ૯
વિપ્ર વિષ્ણુયશ પુત્ર બની કર, તીક્ષ્ણ ધાર અસિ ધારો;
અમર[૩] સમર્પિત હયપર બેસી, ધરણિ અસુર નૃપ મારો. ૧૦
દશ ઇંદ્રિય જય દશ અઘ સંક્ષય, દશ રસનું સુખ તેને;
હરિના દશ અવતાર ચરિતરસ, વસે વદનમાં જેને. ૧૧
દુઃખ વિદારણ અધર્મ વારણ, સુખકારણ ભવ તારી;
ગોવર્ધન પ્રભુ ગોવર્ધનધર, બહુ લીલા અવતારી. ૧૨

## नृसिंहस्वरूप.

### ( મરાઠી ચાલની સાખી. )

આદિ અસુર અતિ કુમતિ વિવિધ વિધિ, હરિરત[૪] સુતને મારે;
પ્રભુ આહ્લાદ મગ્ન મન કાંઇ, પણ પ્રહ્લાદ ન ધારે. ૧
પુત્રરત્ન રત્નાકર જલમાં, નાંખ્યો નીકળ્યો સીધો;
અતિ ઉંચા ગિરિપરથી પટક્યો, પૃથ્વી ઝીલી લીધો. ૨
કાયર પિતા કુપિત થઈ પૂછ્યું, તુજ પાલક ક્યાં પેઠો;
જળથળ ધરા ધરાધર[૫] અંબર,[૬] સૌમાં વ્યાપી બેઠો. ૩
દંભ નિપુણ! આ થંભવિષે છે? ત્યાં પણ છે પ્રભુ મારો;
તોડું થંભ નીકળી તારો, કરે બચાવ બિચારો. ૪
એમ કહી અસિ[૭] લહી જોરથી, થંભે મુકી મારી;
પસર્યો સૌ બ્રહ્માંડ ભાંડમાં, નાદ કર્યો ગિરિધારી. ૫
પરમ ભયંકર નાદ કરીને, નીકળ્યા તરત મુરારી;
સ્તંભથકી સંભવ પામીને, અર્ધ સિંહ વપુ ધારી. ૬
સઘળ ઉછળતા અરિને પકડી, તેનું હૃદય વિદારી;
રુધિરે લાલ અંત્રની[૮] માળા, તે પે'રી દૈત્યારી. ૭

---

૧ તામસ એટલે તમોગુણવાળા દૈત્ય અને રાક્ષસોને હાથે વૈદિક યજ્ઞાદિક થાય તો અયોગ્ય એમ જાણી અંધકારપ્રિય રાત્રીમાં ફરનાર ઘૂડ વગેરે પક્ષિયોના સુખનેમાટે રવિનો અસ્ત તેમ વેદરૂપ સૂર્યનો અસ્ત કર્યો. ૨ બુદ્ધે ધ્યાન ધર્યું હતું તેનો ભંગ કરવાને ઇંદ્રે મોકલેલી અનેક અપ્સરાઓ આવી હતી, તેણે ઘણી મહેનત કરી પરંતુ તેનો રૂપગર્વ અને માયાગર્વ સર્વ હરી લીધો. ૩ દેવ. ૪ પ્રભુમાં આસક્ત ભગવદ્ભક્ત. ૫ પર્વત. ૬ આકાશ. ૭ તરવાર. ૮ આંતરડાની.

અતિ ભયભીત દૈત્ય દાનવપતિ, તરત દશો દિશ ભાગ્યા;
શ્રીનૃસિંહ નાદથી થડકી, સૂતા દિગ્ગજ જાગ્યા. ૮
ભક્તદ્રોહી દુષ્ટ દેહને, દળી વળી હરિ ગાજ્યા;
પ્રતિ ભટ કોઇ ન જોતે પોતે, નૃપઆસને બિરાજ્યા. ૯
બ્રહ્મા શિવ સુરપતિ પ્રભુ પાર્ષદ, મનુ મુનિ ચારણ સાથ;
પિતૃ ગંધર્વ સિદ્ધ વિદ્યાધર, વિષધર કિન્નર નાથ. ૧૦
આદિ અસુરનું મરણ સુણીને, સઘળા આવ્યા દોડી;
પરમ ભયંકર રૂપ દેખતાં, દૂર રહ્યા કર જોડી. ૧૧
અતિ આનંદ દૂરથી વંદન, કરી વદે સ્તુતિ વાણી;
ભક્તદ્વેષિ રોષમાં પ્રભુએ, મનમાં એક ન આણી. ૧૨
હાલ થશે તત્કાલ પ્રલય શું, સૌ સુરમુનિ સંભ્રાંત;
જગતમાતાને[1] તેડી લાવ્યા, કરવા હરિને શાંત. ૧૩
કોપપૂરથી મહા ક્રૂર હરિ, નિરખ્યા દૂર રહિને;
થરથર કંપે કમળા આવે, નિકટ ન તેજ સહિને. ૧૪
નારદ વદે મોકલો હરિજન, જઇ હરિકોપ સમાવે;
કમળા તો અબળા જલનિધિ નહિ, કોપ અનળમાં ન્હાવે. ૧૫
તારા થયા તાતપર તાતા, તાત! થઈ તૈયાર;
જઇ હરો હરિ કોપ પ્રમાણે, પામી પ્રભુનો પ્યાર. ૧૬
નિર્ભય બાળક જઇ હરિ આગળ, નિજ શિર ચરણે મેલ્યું;
નિજ જનને જોતાં પ્રભુ મનમાં, પરમ પ્રેમ અતિ રેલ્યું. ૧૭
બાલ કરી સ્તુતિ મતિ અનુસારે, તે હરિને મન ભાવી;
મસ્તક હસ્ત કમળ થાપીને, લીધો સ્વજન ઉઠાવી. ૧૮
ખોળે બેસાડીને બોલ્યા, જે માગે તે આપું;
તારા તીવ્ર તાપથી મુજ મન, તપ્ત કેમ થીર થાપું. ૧૯
વદે બાલ હું દાસ તમારો, તમે સદા મુજ સ્વામી;
વિભવ શોભતા લોભ દઇને, મુજને કરો ન કામી. ૨૦
એ માગું વર ચરણ ચાહના, ચિત્ત રહે નિત સાધી;
પિતા પાપથી છૂટે મારો, જે તમજન અપરાધી. ૨૧
પિતા પવિત્ર થયો પૂર્વાપર, પુરુષ સહિત સુત પામી;
રાજ્ય કરો સૌ દિતિજ[2] દનુજપર[3], મુજ રતિ તુજ મન જામી. ૨૨

૧ લક્ષ્મીજી. ૨ દૈત્ય. ૩ દાનવ.

એમ કહી અભિષેક કર્મ સૌ, સુરમુનિ હાથ કરાવે.
ગૃહી સ્વકરમાં રમા-રમણ તે, શિશુ શિર છત્ર ધરાવે. ૨૩
વણ માગે વૈભવ વિભુજીએ, સિદ્ધ કરી સૌ આપ્યા;
દેવ દૈત્યસિર મણિમુકુટ પડે, તેના હુકમો થાપ્યા. ૨૪
ધન્ય અનન્ય દાસની પુંઠે, દાસ પેઠ હરિ ડોલે;
તે તે સત્ય કરે સૌ જે જે, નિજ જન મુખથી બોલે. ૨૫
દાસ દુઃખ-દાયિને દળતાં, દયા દયાળ ન લાવે;
ગોવર્ધન પ્રભુને નિજ જન વણ, બીજું કાંઈ ન ભાવે. ૨૬

## वामनचरणवर्णन.

(પદ.)

"વંદું શ્રીવિઠ્ઠલવર સુંદર નવ ઘનશ્યામ તમાલજી."—એ રાહ.[1]

વંદું વામન ચરણ કરુણ અતિ, અરુણકમલ સમ જાણ્યોજી;
જન્મમરણ દુઃખ હરણ તરણભવ, અશરણ શરણ વખાણ્યોજી. ૧
ઉંચો લાંબો વધ્યો ગગનમાં, ત્રૈલોક્યે ન સમાયોજી;
જુજવા દંડ સમાન ગણી તે, દંડી કવિ[2] મુખ ગાયોજી. ૨
બ્રહ્મભવન[3] બ્રહ્માંડછત્રને, ધરવા દંડ ભરાવ્યોજી;
કમલાસન[4] આસન અંબુજનો, નાલદંડ સમ ભાવ્યોજી. ૩
ભૂમિ-નાવમાં કૂપ-દંડ[5] સમ, મધ્યે દીર્ઘ બિરાજેજી;
દુષ્ટ દૈત્ય દાનવ દળ દળવા, કાળ-દંડ છવિ છાજેજી. ૪
દંડ અર્ધ બ્રહ્માંડ[6] ભરપનો, સપ્ત લોકમાં ફાવ્યોજી;
ચાલંતા ગ્રહજ્યોતિચક્રમાં, અક્ષદંડ[7] સમ આવ્યોજી. ૫
ખંડ ખંડ પાખંડ ચંડ[8] બળ, ખંડન કરી થપાયોજી;
વિજયસ્તંભ અમરમંડળનો, ઊર્ધ્વ-લોક રોપાયોજી. ૬
નિજજન[9] વિજય જનક ધ્વજનો એ, દંડ સરીખો શોભેજી;
જેમાં પુણ્યપતાકા ગંગા, ધવલ રહી મન લોભેજી. ૭

૧ "જી" અર્ધ તુકાંત નહિ ઉમેરતાં મરાઠી ચાલની સાખીની રીતે પણ ગવાયછે. ૨ દંડી કવિયે "દશકુમાર ચરિત" માં શ્રીવામનનું વર્ણન મંગળાચરણના એક શ્લોકમાં કરયું છે તે શ્લોકનોજ ભાવાર્થ કવિશ્રીએ આ પદમાં આણ્યો છે. ૩ બ્રહ્મલોક રૂપી બ્રહ્માંડનું છત્ર. ૪ બ્રહ્મા. ૫ કૂવા-સ્થંભ. ૬ અર્ધા અર્ધા બ્રહ્માંડને ભરવાને જાણે એક ભરપ-ગજ હોય નહિ? ૭ અક્ષ એટલે ચક્રનો વચલો ભાગ; જેમાં આરા બેસાડેલા હોય છે. ૮ ક્રૂર. ૯ હરિભક્તજન.

એ અવતાર [૧]વેદમાં ગાયો, અખિલ પુરાણ પ્રમાણેજી;
ગોવર્ધન તેનું ગુણવર્ણન, અલ્પબુદ્ધિ શું જાણેજી. ૮

## रामविजय.

### (પદ.—રાગ ધન્યાશ્રી.)

"અબ તુમ કબ સમરોગે રામ."—એ રાહ.

તેમજ વિજય કરો શ્રી રામ. (ટેક.)
જેમ કર્યો અવતાર સમયમાં, કરતાં જગહિત કામ. તેમજ૦ ૧
પૂર્ણદશમી શ્રવણ યોગથી, ક્રમે થાય અભિરામ;
તો તેમાં શ્રીરામ પધારે, સાથે શેષ નિજધામ. તેમજ૦ ૨
ફલ દલ ખાઈ દંગલ કરતો, જંગલ જંતુ ગ્રામ;
સ્વશરણ માની તેને આપે, નિજ સેવા આરામ. તેમજ૦ ૩
મહા મોહ સાગરનો સુખથી, તારનાર ઉદ્દામ;
સેતુ રચે જડ પથ્થર તારે, ઉચ્ચરતાં નિજ નામ. તેમજ૦ ૪
દશ ઇંદ્રિય મુખવાળા રાવણ, મનોમોહને ઠામ;
પહોંચાડી પૂરેજ વિભીષણ, દાસ જીવના કામ. તેમજ૦ ૫
પોતાને પુર ફરી પધારી, સાથે સીતા વામ;
મુક્તિ સકલ કોશલને આપે, પૂરી સઘળી હામ. તેમજ૦ ૬
નિજ આસને અખંડ બિરાજે, ધર્મ ધુરંધર શ્યામ;
ગોવર્ધન તે પ્રભુના ગુણને, ગાયે ઋગ્યજુસ્સામ. તેમજ૦ ૭

(વસંતતિલકા.)

સંસાર વારિધિ તરંગ ઘણા ઘસેડે,
પ્હોંચાડશે નરકને પણ છેક છેડે;
માટે અનંત દુખ દૂર કરો અમારાં,
શ્રીરામચંદ્ર ચરણાબ્જ ભજું તમારાં. ૧

અત્યંત તાપ હરનાર ઉદાર બંધુ,
સત્કીર્તિ સેતુ રચિયો દૃઢ મધ્ય સિંધુ;
સંસાર સિંધુ તરવા પણ એમ ધારો,
શ્રીરામચંદ્ર પરિતાપ હરો અમારો. ૨

૧ ઋગ્વેદસંહિતામાં, યજુર્વેદ તૈત્તરીય સંહિતામાં તથા માધ્યંદિનિ સંહિતામાં એ વર્ણન સ્પષ્ટ છે.

(ગીતિ.)

શરણુ રહ્યો જે ચરણે, ભવાબ્ધિ તરણે તમો નિરાકરણે;
નરવિજય ઉદય પામે, તે હરિ કરુણા કરો મમોદ્ધરણે. ૧

## गिरिधरस्तवन[1].

(રાગ—ધન્યાશ્રી.)

ગિરિધર પરમ કૃપા આવાસ;
તમવણ અવર ન આશ્રય અમને, તમથી કુશળ વિલાસ. ગિ૦ ૧
અમે ન ગણિયા ઇંદ્રાદિકને, એક આપ વિશ્વાસ;
વૃત્રવિરોધી[2] અમપર કોપ્યો, તેનો ગયો ગરાસ. ગિરિ૦ ૨
અન્નકૂટ ફલ દળ તુલસીથી, બળિ અર્પ્યો તમપાસ;
તે વર્ષાનો સમય તેજ આ, આવ્યો કાર્તિક માસ. ગિરિ૦ ૩
જુઓ ચઢયાં દલવા દલ વાદળ, કાલપ્રલય ઘન ખાસ;
અહો થયું અંધારૂં મિથ્યા, દૃષ્ટિ તણો આભાસ. ગિરિ૦ ૪
ફરી ઉદ્ધરો હરિ પોતાને, કર ગિરિવર નિજ દાસ;
મહાગરજ સંપત્તિ ચંચળા, અમકી આપે ત્રાસ. ગિરિ૦ ૫
તમે પૂતનામા હરિ હરિયો, રજ આંધીમાં હ્રાસ;
અમો બચાવ્યાં તમે કરીને, [3]અઘવિષવહ્નિ નિરાસ. ગિરિ૦ ૬
અમો અસાધન અજ્ઞ અલ્પ મતિ-ગતિથી થયા ઉદાસ;
પ્રિયતમ હવે ઢીલ કરશો તો, કરશે જગ ઉપહાસ. ગિરિ૦ ૭
ગોવર્ધનધર આટલું સુણતાં, કર્યો સ્વરૂપ વિકાસ;
ગોવર્ધન નિજ દાસ કર ધર્યો, આપ્યો અતિ ઉલ્લાસ. ગિરિ૦ ૮

## कृष्णप्रागट्य.

(ધોળ—બિલાવલ.)

આ પ્રગટ્યા પરમાનંદ, સહુ સુખકારી જી;
શ્રીકૃષ્ણ કમળદળ નેન, ગિરિવરધારી જી. ૧

---

૧ ઘણે ભાગે આ કવિતા દ્વિઅર્થિ છે. ૨ ઇંદ્ર. ૩ પાપ તથા દુ:ખ-રૂપ ઝેર અને અગ્નિને દૂર કરીને.

એ પહેલે પ્રગટ્યા જેમ, રૂપ ધરીનેજી;
હરિ પ્રગટે[1] નિજ જન કાજ, તેમ ફરીનેજી. ૨
જો દેહ ભૂમિ પિડાય, આસુર ભારેજી;
થઈ દીન[2] વેદ–આધાર,[3] પાસ પુકારેજી. ૩
મનવિધિ[4] સુર ઇંદ્રિયબોધ, શિવ લઇ સાથેજી;
હરિપદ જઇ કરે પ્રસન્ન, હરિગુણ ગાથેજી. ૪
મન ધ્યાન ધરે તો કૃષ્ણ, આજ્ઞા આપેજી;
પછી પ્રભુ પ્રગટ્યાની પેર, બ્રહ્મા સ્થાપેજી. ૫
છે શુદ્ધ સત્ત્વ વસુદેવ, અતિ સુખદાતાજી;
સહુ દેવરૂપ[5] શુભ બુદ્ધિ, દેવકી માતાજી. ૬
જાણો તે ભ્રાતા મોહ, કંસ વિચારેજી;
સુણી હરિથી તે નિજનાશ, ભગિનિ મારેજી. ૭
ત્યાં શુદ્ધ સત્ત્વ નિજનાર, બુદ્ધિ બચાવેજી;
તે શુદ્ધ સત્ત્વની પાસ, મોહ ન ફાવેજી. ૮
નિપજે શુભ મતિના બાળ, મોહજ મારેજી;
રૂંધે તે બેઉને મોહ, કારાગારેજી. ૯
ત્યાં પ્રથમ જન્મ હરિધામ, અક્ષર ધારેજી;
પ્રભુ શુદ્ધ બુદ્ધિને ગર્ભ, આપ પધારેજી. ૧૦
પ્રભુ ગર્ભ જોઈને મોહ, શકે ન મારીજી;
સ્તુતિ[6] કરે દેવ મન બોધ, ઇંદ્રિય ધારીજી. ૧૧
અતિ શુભ સમય આનંદ, થાય વધારેજી;
પ્રભુજી નિજ સાક્ષાત્કાર, આપે ત્યારેજી. ૧૨

---

૧ પરમભક્તને સાક્ષાત્કાર થાય ત્યારે પણ અવતાર જેવોજ સર્વ પ્રકાર ઘણે ભાગે થાયછે. ૨ અવતાર પક્ષમાં ગાય થઈ છે; અને ગાય એ પરમ ગરીબાઇનું ઉદાહરણ છે માટે દીન. ૩ વેદનો આધાર–બ્રહ્મા. સાક્ષાત્કાર વખતે ગુરુ વા મહાત્મા. ૪ મન તેજ બ્રહ્મા. શાસ્ત્રમાં બ્રહ્મા, ચંદ્ર અને મનની કાંઇ અંશે એકતા કહી છે. ઇંદ્રિયો એજ દેવ, ઈશાવાસ્ય, કઠવલ્લી વગેરે વેદભાગોમાં એ વાત સ્પષ્ટ છે. ખરૂં જ્ઞાન એજ શિવ. માટે કહ્યું છે કે, "ज्ञानं महेश्वरादिच्छेत्." ૫ देवकी सर्वे देवता । देवक्यां देवरूपिण्याम् । ૬ જેમ સર્વ દેવસહિત શિવ, બ્રહ્માએ ગર્ભ સ્તુતિ કરી, તેમ જ્ઞાનસહિત મન ઇંદ્રિય પ્રભુપરાયણ થઇ સ્તુતિ કરે છે.

અતિ સુખિત બુદ્ધિ ને સત્ત્વ, વંદે એનેજી;
પ્રભુ આપ પૂર્વ સંબંધ[1], જણાવે તેનેજી. ૧૩
સંસાર મોહથી બીક, બેઉ બતાવેજી;
પ્રભુ બાળક નિર્ગુણ-ધામમાં પધરાવેજી. ૧૪
તૂટે બેડી તે કાળ, ખુલે કમાડોજી;
નહિ મોહ તણો રખવાળ,[2] આવે આડોજી. ૧૫
નિજ સિરપર રાખી સત્ત્વ, પ્રભુને લાવેજી;
પ્રભુ સુખદ વેદમય શેષ, બુંદ બચાવેજી. ૧૬
બહુ દિવ્ય સિદ્ધિમય પૂર, સરિતા વાધેજી;
અતિ ભમર ભયાનક વેગ, વચ્ચે બાધેજી. ૧૭
હરિપદ[3] પરસેથી પૂર, ઉતરે જ્યારેજી;
પુરુષોત્તમ નંદકુમાર, ભેટે ત્યારેજી. ૧૮
જે સ્વરૂપ ગોપન કાજ, માયા વળગીજી;
પ્રભુ પ્રગટ થયાથી થાય, તરતજ અળગીજી. ૧૯
નહિ સત્ત્વ બુદ્ધિની પાસ, માયા બેસેજી;
તજી મોહ હસ્ત બહુરૂપ, જ્યાં ત્યાં પેસેજી. ૨૦
નંદાલયમાં આનંદ, વધે ઘણેરોજી;
તે કહે ન આવે પાર, ઉત્સવ કેરોજી. ૨૧
પ્રભુ પ્રથમજ બાલમુકુંદ, સુંદર લાગેજી;
તે વધે પ્રતિસમય ભક્ત-પૂરણ રાગેજી. ૨૨
તેને હરવા આવેશ, આસુર આવેજી;
પ્રગટ્યા કરુણાનિધિપાસ, કોય ન ફાવેજી. ૨૩
તૃષ્ણાજ પૂતના લોભ, શકટ[4] વિચારોજી;
છે તૃણાવર્ત તે કામ, વાત્યા[5] ધારોજી. ૨૪
તેવાં વિઘ્નો બહુ થાય, હરિ અવતારેજી;
તે સહુ કહેતાં વિસ્તાર, થાય વધારેજી. ૨૫

---

૧ જેમ પ્રભુએ ત્રણ જન્મની વાત કહી છે, તેમ અંહીં પણ જીવને પોતાના પૂર્વસંબંધોની યાદ આપે છે. ૨ કંસના ચોકીદારને ઠેકાણે શુભાશુભ કર્મો. ૩ પ્રભુના ચરણસ્પર્શથી જમુનાજીનું પૂર ઉતરયું, તેમ મુક્ત જીવ, પ્રણયરસનાથી ભગવચ્ચરણને પકડી રાખે ત્યારે અંતરાયનું પૂર દૂર થાય. ૪ ગાડું. ૫ વંટોળીઓ.

હરિ નિસ્સાધન જનકાજ, વિઘ્નો ટાળેજી;
આપે પરફળ[1] નિજરૂપ, સ્વજનો પાળેજી. ૨૬
જે કહ્યાં પ્રમાણ પ્રમેય, સાધન ફલ છેજી;
તે કહેવા મુજ મતિ અલ્પ, કાંઈ ન બળ છેજી. ૨૭
પ્રભુ ત્રિગુણ જીવ ઉદ્ધાર, એમ કરે છેજી;
શ્રીગુરુ[2] સુબોધિની માંહે, તે પસરેછેજી. ૨૮
મુજ વાણી હરિગુણ ગાન, શ્રીગુરૂ આપોજી;
ગણી ગોવર્ધન નિજદાસ, ભવભય કાપોજી. ૨૯

## प्रभुप्रार्थना.

### (પદ પહેલું.)

પ્રભુજી કરો વેદ વિસ્તાર, (ટેક.)
વેદાભ્યાસ વિલાસ લહી જન, પામે ભવ નિસ્તાર. પ્રભુજી૦ ૧
મળી મંત્ર બ્રાહ્મણ એ બેઉ, એકજ વેદ વિચાર;
સ્મૃતિ પુરાણ ને અંગ ભણીને, કરે અર્થ નિરધાર. પ્રભુજી૦ ૨
તમે ધર્મ રક્ષણને કાજે, ધર્યા ધરણિ અવતાર;
વેદ સંહિતા બ્રાહ્મણ ગાતાં, નવ પામે તવ પાર. પ્રભુજી૦ ૩
વેદતણી સંહિતા બતાવે, પ્રતિમા-પૂજન સાર;
બ્રાહ્મણ અને સૂત્રમાં તેનો, વિધિ સ્પષ્ટ ઉચ્ચાર. પ્રભુજી૦ ૪
શ્રીગંગા તવ પદ જળ નિર્મળ, અઘહર અમૃત-ધાર;
વેદ શાસ્ત્રમાં તીર્થ વખાણ્યાં, બહુ ફળદાન ઉદાર. પ્રભુજી૦ ૫
વેદ ભણી તમતણી કરે સહુ, સેવા શુભ આચાર;
ચિંતા ચિત્ત તજે ગોવર્ધન, ભજે બ્રહ્મ સાકાર. પ્રભુજી૦ ૬

### (પદ બીજું.)

પ્રભુજી લ્યો નિજજન સંભાળ. (ટેક.)
કોપ કુકર્મ કલહ કાયરતા, કરે કઠિણ કળિકાળ. પ્રભુજી૦ ૧
ધર્મ ધામ ધન ધરા હમારાં, હરે અવર વિકરાળ;
દામ દળી દેશાંતરનાં જન, દહે દવાનળ ઝાળ. પ્રભુજી૦ ૨
મત્સર મમત મોહમય મોટું, ફેલ્યું તિમિર વિશાળ;
છાયું આ દળ વાદળ જેવું, ઊપર આળસ જાળ. પ્રભુજી૦ ૩

૧ પોતાનું સ્વરૂપ એજ પરમ ફલ. ૨ શ્રીવલ્લભાચાર્યજી.

છોડી છેક વિવેક એકના, રહિત થયાં તુજ બાળ;
વિનય વિવેક વિચાર સુવિદ્યા, વૈભવમાં મન વાળ. પ્રભુજી૦ ૪
સંપ સંપદા સિદ્ધ કરી સહુ, પર પીડાથી પાળ;
સકપટ લંપટ નિકટ વિકટ અતિ, સંકટ ખટપટ ટાળ. પ્રભુજી૦ ૫
પરમ નિરંજન નિજજન રંજન, ભયભવભંજન ભાળ;
ગોવર્ધન પ્રભુ આર્ય ઉદય કર, ગુણગણનિધિ ગોપાળ. પ્રભુજી૦ ૬

(પદ ત્રીજું.)

સહુ જન સુખી કરો હરિરાય. (ટેક.)
તનથી મનથી ધનથી જનથી, દુઃખિત કોઈ ન થાય. સહુ૦ ૧
"આર્યસુધર્મોદય"નો[1] દિનદિન, અધિક સુજશ પસરાય;
શ્રુતિસંગત મંગળ ઉપદેશે, કુપથ સંગ વિસરાય. સહુ૦ ૨
નરમ નરમ ને પરમ ધરમનું કરમજ વરમ ધરાય;
કાળ વિશાળ નિરર્થ ન ખોતાં, અર્થ સમર્થ ભરાય. સહુ૦ ૩
થાય વિરામ નિકામ કામનો, કુશલજ કામ કરાય;
ગોવર્ધન પ્રભુ આપ કૃપાથી, ભક્તિદ મુક્તિ વરાય. સહુ૦ ૪



# भक्ति प्रकरण.

## નવધા ભક્તિનું મહત્વ.

(મરાઠી ચાલની સાખી.)

જ્ઞાન-કર્મથી અધિક ભજનનું, વજન સુજન મન જાણો;
એમાં ચારે વેદ અને સ્મૃતિ, સકલ પુરાણ પ્રમાણો. ૧
કામરહિત હિત ધર્મ કર્મ ગતિ, ઉચિતા શુચિતા આપે;
સુખનિધાન અપરોક્ષ જ્ઞાન તે, ભયનિદાન ભવ કાપે[2]. ૨

૧ માધવબાગમાં મળતી સભા. ૨ કામરહિત એટલે નિષ્કામ અને હિતકારક જે ધર્મસંબંધી કર્મ થાય તે સ્વર્ગ વગેરે પારલૌકિક ઉચિત ગતિ અને આ લોકમાં શુચિતા એટલે શુદ્ધતા આપે. સુખનિધાન એટલે અખંડ આનંદ આપનાર અપરોક્ષ જ્ઞાન તે અશેષ ભયોનું કારણ સંસાર તેને કાપે છે.

એ બંનેનું સુખકર સાધન, અને અમલ ફલ ભક્તિ;
એ સ્વચ્છંદ અમંદ અખંડા–નંદ કંદ આસક્તિ.[1] ૩
આગળ ફલ ભક્તિ કહેશું તે, સાધનરૂપા કહેવી;
વિવિધા નવધા ભવ ધારણનું, કારણ કાપે એવી. ૪
પરમ ભાગવત[2] પ્રહ્લાદે એ, કહી ભાગવત[3] માંહે;
બહુ પારદ નારદ મુનિયે ફરી, કહી એકઠી ત્યાંહે. ૫
શ્રવણ કીર્તિ ને સ્મરણ ચરણનું, સેવન–યજન વખાણો;
વંદન દાસ્ય સખ્ય આત્માનું, અર્પણ નવધા જાણો. ૬
સર્વ ભક્તિ સાધારણ ચિન્હો, સુણો પુરાણ કહે છે;
હરિના શ્રવણ ગાન સ્મૃતિ આદિક, સાથે પ્રેમ રહે છે. ૭
હર્ષ અશ્રુનું વર્ષણ નેત્રે, હરિ ઉત્કર્ષજ દેખે;
'હું છું દીન અધમ' ઈમ માની, પ્રભુમાં દોષ ન લેખે. ૮
ક્ષણ રોમાંચ સંચયે કંચુક, અંચિત[4] તન આધારે;
ગદ્‌ગદ્ કંઠે કહે સાંભળે, મુંગો વળી વિચારે. ૯
શ્રીહરિના ગુણ નામ કથનથી, કોમળ મન દ્રવ પામે;
હૃદય ઉદય નિત જીવ દયાનો, દ્વેષ રોષ નહિ જામે. ૧૦
એમ પ્રેમ અંકુર મૃદુ વધતો, જાય સહાય સુસંગે;
વિષમ વિષયમાં અરુચિ ઉપજે, દિનદિન હરિને રંગે. ૧૧
અતિ સંક્ષિપ્ત કહું નવ ભક્તિ, ઉદાહરણની સાથે;
જેમ જણાવી હૃદયકમળમાં, પેસી કમળા નાથે. ૧૨

(શ્રવણ ભક્તિ.)

ષડ્‌ગુણ આદિક ગુણ ચરિત ને હરિનું ધર્મી સ્વરૂપ;
સરસ સુણો વિષયો વિષ માની, શ્રવણ ભક્તિનું રૂપ. ૧૩

---

૧ જ્ઞાનકર્મનું સહેલું સાધન અને નિર્મલ ફલ ભક્તિ છે. સ્વતંત્ર અને અલ્પ નહિ એવી અને અખંડ આનંદનું મૂળ એવી જે આસક્તિ તે ભક્તિ કહેવાયછે. ૨ ભગવદ્‌ભક્ત. ૩ શ્રીમદ્ ભાગવતમાં પ્રહ્‌લાદે કહ્યું છે કે.—

श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् ।
अर्चनं वंदनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥ ७–५–२३ ॥

૪ અંચિત–પવિત્ર–પૂજવાલાયક, શરીરપર રોમાંચ સમૂહરૂપી કંચુકી (અંગરખો) ક્ષણ પણ ધારણ કરે.

તાજા રાજાધિરાજ સુખને, તૃણુની પેઠે તોડી;
છોડી સકલ પરીક્ષિત રાયે, રતિ શ્રવણુમાં જોડી. ૧૪
સર્વ ભક્તિનું મૂળ શ્રવણુ છે, જેથી જણાય ભૂમા;[1]
ગુણુ શ્રવણુ વણુ કેમ થાય રતિ, અતિ પરોક્ષ વસ્તૂમાં. ૧૫
પ્રથમ સુણી જાણે વાણીમાં, જે મહિમા નહિ માય;
કપટ હીન-પછી દીનબંધુમાં, સ્નેહબંધ-બંધાય. ૧૬
રમણી મણી તણી રતિ વાતો, પામી કામી રીઝે;
તેમ ક્ષેમ હરિ પ્રેમ નેમને, ભક્ત સુણીને ભીંજે. ૧૭
વદન સદનથી નીકળી હરિ ફરિ, કર્ણુ દ્વારથી પેસે;
હૃદયકમળમાં કમળ વિલોચન, ત્યારે સ્થિર થઈ બેસે. ૧૮

(કીર્તન ભક્તિ.)

હરિજન મુખ સારસ રસ પ્રભુ જશ, સરસ શ્રવણુપુટ પીને;
નિર્મળ મધુર જરૂર પૂર મન, રાખે ભક્તિ ભરીને. ૧૯
જેમ સરોવર સઘળું મોટું, મેઘે ભરાય પાણી;
તેમ પ્રેમ-સર સરસ ભરાતાં, નાળાં નીકળે વાણી. ૨૦
હરિગુણુ કથા યથાર્થ અને ગુણુ-ગાન વ્યથાહર નામ;
એ ત્રણુ ભેદ ખેદહર કીર્તન-તણુા ઘણુા અભિરામ.[2] ૨૧
પરમ પરીક્ષિત શિષ્ય પરીક્ષિત, મળ્યા યોગ્ય અધિકારી;
મહોલ્લાસથી વ્યાસ કુમારે, કહી કથા અતિ સારી. ૨૨
મહા ભાગ્ય જન સેવ્ય ભાગવત, કથા કહી ભવભંગા;
જેમ તાપહર પાપ પુંજ ગત, જગતપાવની ગંગા. ૨૩
સ્થિર ધરણીધર વર જલધર જલ, મળતાં પ્રબલ ભરાઈ;
નિર્ઝર ઝરે સુનિર્મળ શીતળ, સ્નાન પાન સુખદાઈ. ૨૪
તેમજ કોઈ સમય રસમય થઇ, જ્ઞાનવાન વરસે છે;
નાનાવિધ જ્ઞાનામૃત કાળે મૌન્ય ધરી સરસે છે. ૨૫

## भक्तिप्रभाव.

### (બરવો અથવા ધન્યાશ્રી પદ.)

"અબ તુમ કબ સમરોગે રામ.—એ રાહ."

જનને ભજન મુખ્ય આધાર. (ટેક.)
દૂર થાય જલપૂર સદૃશ તે, જેથી ચિત્ત વિકાર. જનને૦ ૧

૧ આનંદરૂપ ઈશ્વર. ૨ મનોરંજક.

ધર્મ કર્મનું મર્મ દઈને, આપે શર્મ અપાર;
બહુ ધન સાધન બાધ ન કરતાં, ધરે ધર્મ આચાર. જનને૦ ૨
સ્નાન દાન ને જ્ઞાન વિના શ્રમ, આપે કોણ ઉદાર;
અંતર રાખી પ્રેમ નિરંતર, કરવો નામોચ્ચાર. જનને૦ ૩
ઈશ્વરનો મહિમા મન સમજી, પરમ પ્રેમનો ભાર;
સર્વ અધિક અતિદૃઢ એ ભક્તિ, ઋષિ કરે ઉચ્ચાર. જનને૦ ૪
સાધન ભક્તિ પ્રકાશે ટળશે, અંધકાર સંસાર;
જન્મમરણ આચરણ દુઃખ મુખ, મટશે વારંવાર. જનને૦ ૫
કામ રોષ અતિ દોષ શોષથી, હૃદય થશે અવિકાર;
તત્ત્વ શોધથી રોધ રહિત હિત, અદ્વય બોધ પ્રસાર. જનને૦ ૬
આ અપરોક્ષ જ્ઞાનથી થાશે, બ્રહ્મભાવ વિસ્તાર;
દીસે હરિમય વિશ્વ નવ રહે, અહંકાર મમકાર. જનને૦ ૭
જાય અવિદ્યા થાય જીવ પણ, એ આનંદાકાર;
સર્વ ભૂતમાં સમ થાતાં નવ, ઈચ્છા શોક લગાર. જનને૦ ૮
બ્રહ્મભૂત પરભક્તિ પામે, પ્રેમ લક્ષણા સાર;
પેસે જેમ સિંધુમાં સુધો, ગંગાપૂર અપાર. જનને૦ ૯
નિજ બુદ્ધિથી વિચારી વિધિયે,[1] સર્વ શ્રુતિ ત્રણ વાર;
તેમાંથી એ નિશ્ચય નીપજ્યો, હરિરતિ શ્રુતિનો સાર. જનને૦ ૧૦
શ્રવણ કીર્તનાદિક નવ ભેદો, વેદોતણો વિચાર;
કરો ધરો મન નિત નવ લીલા, રામકૃષ્ણ અવતાર. જનને૦ ૧૧
હરિપદમાં રતિ સન્મતિ એ ગતિ, છોડી દાર અગાર;
ગોવર્ધન પ્રભુ ઘનશ્યામ કરે, હરિ પરમકૃપા આસાર[2]. જનને૦ ૧૨

(દોહરો.)

ભવ ભય ભંજન સુજન મન, રંજન ભજનજ જાણ;
કરે રસિક વલ્લભ સદા, તે હરિ-ભજન વખાણ. ૧

## ભગવાનની ભક્તિવશતા.

### (પદ ધન્યાશ્રી—યથા રુચિ.)

દયાનિધિ ભક્તિ થકી વશ થાય; (ટેક.)
ભવભંજનની ભક્તિ કર્યાથી, જન્મમરણ ભય જાય. દયાનિધિ૦ ૧

---

૧ બ્રહ્માએ. ૨ જલધારા.

વિદ્યાનિધિ મોટા મુનિ છોડી, પશુ ગજ માટે ધાય;
દુર્યોધન ભોજન તજી રુચિથી, શાક વિદુર ઘર ખાય. દયાનિ૦ ૨
જેના મુખ પ્રસાદ કણ સારૂ, બ્રહ્માદિક લલચાય;
શૂદ્ર સ્ત્રી ભિલ્લીનાં બોરો, લેતાં તે ન લજાય. દયાનિધિ૦ ૩
જેપર છત્ર ધરે પ્રેમેથી, અમર છત્રપતિ રાય;
તે ગિરિછત્ર ધરી સ્થિર કરમાં, ભજે ગોપ ને ગાય. દયાનિધિ૦ ૪
વિધિ શિવ શેષ અશેષ વેદમાં, જેના દાસ કહાય;
અણુવાણે પદ દ્રુપદ સુતાના, દાસ બની તે જાય. દયાનિધિ૦ ૫
વિદ્યા વૈભવ વિવિધ વચન બળ, કોઈથિકી ન રીઝાય;
ગોવર્ધન પ્રભુ પ્રેમ બંધથી, દીનબંધુ બંધાય. દયાનિધિ૦ ૬

## भगवाननी भक्तवत्सलता.

(પદ.–સોરઠ.)

સુણતાં પ્રહ્લાદની પુકાર. (ટેક.)
સુખે શેષપર પોઢ્યા ઝબકી, તરત ઉઠ્યા ગિરિધાર. સુણતાં૦ ૧
ચરણ સેવતા જગજનનીને, વિસ્મય થયો અપાર;
તે સામું જોયું ન કહ્યો નહિ, નિજ કર્તવ્ય વિચાર. સુણતાં૦ ૨
શેષ તજી ઝટ લેશ ધર્યો નહિ, વેશ વિશેષ ઉદાર;
દાસ દુઃખ દેખી અતિ કોપે, આકુળ વિશ્વાધાર. સુણતાં૦ ૩
લક્ષ્મી પૂછે ક્યાં જાઓછો, નાથ કહો નિર્ધાર;
તે ન સુણ્યું પ્રભુજીએ લાગે, ઉત્તર દેતાં વાર. સુણતાં૦ ૪
વિસ્મિત ગરુડ સવારી સારૂ, તરત થયો તૈયાર;
આડો આવ્યો ચરણ ઉડાવ્યો, ભાવ્યો નહિ ઉપચાર. સુણતાં૦ ૫
દૈત્ય મારવા જાતાં લીધું, એક ન આયુધ સાર;
રસ્તે સ્મરતાં કીધાં નાથે, નખ જ નવાં હથિયાર. સુણતાં૦ ૬
અર્ધા સિંહ થયા પણ અર્ધાં, બનતાં પડ્યો વિસાર;
અધિક ઉતાવળ તેમજ રૂપે, પ્રગટ્યા સર્વાકાર. સુણતાં૦ ૭
ભક્ત પીડથી કિયાં જનમવું, સૂઝે નહિ પ્રકાર;
લોહ થાંભલો માતા કીધી, ધરતાં એ અવતાર. સુણતાં૦ ૮
પ્રકટી તરતજ દૈત્ય વિદાર્યો, બેસી ઉંબર દ્વાર;
તે ન જણાયો ફાડ્યો ક્યારે, કાગળ પેઠે ઠાર. સુણતાં૦ ૯

ભક્ત દ્વેષ રોષથી ઉત્સુક, સર્વ નખો પ્રહાર;
અલ્પ બિચારો નખર[1] હજારો, ભાગ ન પડ્યો લગાર. સુણતાં૦ ૧૦
ચળકતી કેશાવળીથી ફાટે, ગગન મેઘ વિસ્તાર;
ફોડે શું બ્રહ્માંડ ભાંડને, અધિક કોપ હુંકાર. સુણતાં૦ ૧૧
બ્રહ્મ રૂદ્ર સુર સર્વ થરથરે, કરે સ્તોત્ર ઉચ્ચાર;
નાવે પાસ રમા પણ દેખી, વપુ[2] અપૂર્વ ભયકાર. સુણતાં૦ ૧૨
દાસ ગયો પ્રભુપાસ મુદિત મન, લેશ ન ભીતિ વિકાર;
દર્શનથી રોમાંચિત ગદ્ગદ્, કંઠ નેત્ર જલધાર. સુણતાં૦ ૧૩
હસ્ત મસ્તકે પરસે પગને, પડયો દંડ આચાર;
દેખી દાસ સબલ કોપાનલ-સકલ સમ્યો તે વાર. સુણતાં૦ ૧૪
મસ્તક હસ્તકમલ ધરિ હરિયે, કરી ઉઠાડ્યો પ્યાર;
આનંદે ખોળે બેસાડ્યો, નયણે નીર પસાર. સુણતાં૦ ૧૫
આપી અલક્ષ્ય ધર્યું તે ઉપર, છત્ર હર્યો સંસાર;
ગોવર્ધન પ્રભુ દીન દયાનિધિ, ભક્ત પક્ષ કરનાર. સુણતાં૦ ૧૬

## मेघश्यामभक्ति.

(પદ-સોરઠ.)

ભજ ભજ શ્રીહરિ મેઘશ્યામ. (ટેક.)
છાયા કરે કૃપારસ વરસે, પોષણ પૂરણ કામ. ભજ૦ ૧
તૃષ્ણા ક્ષુધા હરે સૌ જનની, જન જીવન વિશ્રામ. ભજ૦ ૨
ભવ દાવાનળ જ્વાળા ઠારે, દૂર કરે દુખ ધામ. ભજ૦ ૩
દુર્બળ દેવ દર્દુરો ડર ડર, બોલે ધરિ મન હામ. ભજ૦ ૪
ત્યારે અસુર તાપ હરવાને, ગાજે ચડે તમામ. ભજ૦ ૫
ઇંદ્ર ધનુષ્ય વનમાળ વીજળી, પીતાંબર અભિરામ. ભજ૦ ૬
ગોવર્ધન કવિ મોર ગાય ગુણ, કરી કળા સુખધામ. ભજ૦ ૭

## कृष्णकीर्तन.

(કલ્યાણ-તાલ દીપચંદી.)

"ઈસ તન ધનકી કોન બડાઈ"-ઇત્યાદિ રાહ.

સુંદર નંદતનય નિત્ય સેવો, મનુજ જન્મ ધરી એ લાભ લેવો. સું૦
મિત્ર અવર નહિ નિજધર્મ જેવો, કોઈ સદા સુખકારી ન એવો. સું૦

---
૧ નખો. ૨ શરીર.

તત્ત્વ ખરૂં સત્સંગથી જાણો, સુખી રહો સર્વ વૈભવ માણો. સું૦
વેદશાસ્ત્ર એ ખરાં પ્રમાણો, ગોવર્ધન પ્રભુપદ મન આણો. સું૦

( ગીતિ. )

શ્રીમન્મુકુંદ કેરાં, વંદું તે અરુણ ચરણ અરવિંદ;
તાપ હરે આ સમયે, ગંગા જેનો અમંદ મકરંદ. ૧

( પદ–સોરઠ. )

ભજ મન કૃષ્ણ ચરણ અરવિંદ. (ટેક.)
અમલ કમલ કુલ સકલથકી જ્યાં, અદ્ભુત ગુણનો વૃંદ. ભજ૦ ૧
નિશદિન નૂતન વિલસે જેમાં, પૂરણ કૃપા મરંદ;
મટે તરસ તે સરસ મધુર મધુ,–લવ પીતાં સુખકંદ. ભજ૦ ૨
કમલ ચંદની સંપ સંપદા, એ મોટો મનફંદ;
જગત તિમિર ભર હરવા દશ ત્યાં, લસે સદા નખચંદ. ભજ૦ ૩
એના અસુલભ સૌરભ મોહ્યા, મુનિ મન અમલ મિલિંદ;
તે અરવિંદ ટળે રહિ ગુંજે, વ્યક્ત મધુર બહુ છંદ. ભજ૦ ૪
કમળ મળે એ હૃદય ટળે તો, પળે તાપ દુખ દ્વંદ; •
દિન દિન એ સેવનથી પામે, ગોવર્ધન આનંદ. ભજ૦ ૫

( રાગ કલ્યાણ. )

કૃષ્ણ કથામૃત પી પી પી, પ્રાણી હો કૃષ્ણ૦ (ટેક.)
કૃષ્ણ કથામૃત પાન કરીશ તો, જમ કરશે તને જી જી જી. પ્રા૦
ધન વનિતાદિક સ્થિર માને તું, કાળ હસે તને ખી ખી ખી. પ્રા૦
હરિ સેવનમાં રાખી મન તું, પાપ કર્મથી બી બી બી. પ્રા૦
ગોવર્ધન પ્રભુ ભક્તિ રહિત જે, ઇતર કથા તે શી શી શી. પ્રા૦

( રાગ બિહાગ—તાલ ચર્ચરી. )*

કૃષ્ણ ચરણે રહો ચિત્ત મારૂં. (ટેક.)
અધિક ઉદ્યમ કરી ઘણા આશ્રમ ફરી, શ્રમ કરી દિન ગયો ઉદરસારૂ.
સુધા કરુણાસિંધુ દીનજન બંધુ, જશ તજિ કૂટકથા પીઉં સલિલ ખારૂં.
સ્વજન ધનદાન સન્માન માનસ વસે, નવ રહે ધ્યાન મુજ મન તમારૂં.
વાતમાં દિન ફરી રાત નિદ્રા કરી, જીવી ખોયો વૃથા સમય વારૂ;
શ્યામ સુંદર સુભગ સુગુણ મંદિર હવે, કરો નિજ ઉદય મુજ હૃદય ચારૂ.

* આ સ્તવન સાયંકાળતું છે.

ઘણા મુજ અવગુણો દયાનિધિ નવ ગણો, કામથી કામ હું કરૂં નઠારૂં;
કહો મુજને હરિ દુરિત તારૂં હરી, ભવજલધિ પાર તારૂં ઉતારૂં.
અખિલ દુઃખહરણ સુખકરણ તમચરણ, મમશરણ નામસ્મરણ
નહિ વિસારૂં;
ગ્રહો મમ બાંહ ગોવર્દ્ધનોદ્ધરણ, પ્રભુ તમતણો દાસ હીમત ન હારૂં.

## रामस्तवन.

( જંગલો–સુર પડદો–તાલ ત્રિતાલ–ચાલ ઠુમરી. )

રામ ભજો અભિરામ ભજો, ગુણ ધામ ભજો ઘનશ્યામ ભજો;(ટેક.)
ધન ધામ ધરા પરિણામ લહી, ભવ હામ તજી સવિરામ થજો.૧
શુભ કામ કરી મુખ નામ ધરી, પ્રભુને પદ પદ્મ પ્રણામ સજો.૨
દુઃખ દામજ ધામ છે ચામ તનૂ, એ કામ નિકામ તમામ તજો.૩
આ સંસાર અસાર ગણી, શ્રુતિ શાસ્ત્ર ભણી લ્યો ભક્તિ મજો.૪
ભવમાં ભટકયા લટકયા અટકયા, વિશ્રામ કરી હરિધામ જજો. ૫
સુવિચાર કરી ઉપચાર ધરી, શ્રીરામ ને કૃષ્ણ અતૃષ્ણ યજો.[1] ૬
નિજ જન ગોવર્ધન ઉદ્ધરજો, મમ શિર ધરજો હરિચરણ રજો. ૭

( પદ–રાગ ધન્યાશ્રી. )

જો મન તાપ હરણની હામ; (ટેક.)
અખિલ જગતનું છાયા કારણ, તો સેવો આરામ. જો૦ ૧
બહુ ભમતા સંસાર પથિક જન, જ્યાં પામે વિશ્રામ;
ટળે અધિક કમલાભાશ્રય આ, લોકબંધુથી ધામ. જો૦ ૨
થઈ જ્યાં સીતા સંબંધે, ધરિણિ ધન્યતા ધામ;
અખિલ કલ્પતરુ ભુજ છાયાથી, શીતળતાનું ઠામ. જો૦ ૩
પદ આપદહર સુખ સંપદકર, જેના દક્ષિણ વામ;
નાના સુમત રુચિર સમયોથી, સેવે બહુ આયામ. જો૦ ૪
ભ્રમ રહિત મહામોહ તણો, જ્યાં ક્ષણ પણ નથી ઠામ;
પરમ મૃદુલતા ગૃહ રસ ભીનું, જે અંતર નિસ્તામ. જો૦ ૫
સુમનોથી સારી સંપત્તિ, સકલ સાધવા ધામ;
થાય ઉદય મધુસમય વિષે તે, મધુર રૂપ અતિ શ્યામ. જો૦ ૬

---

૧ પૂજવું–હોમ કરવો.

શાખા સેવી શબ્દ ઉચ્ચરે, દ્વિજકુળ બહુ અભિરામ;
મળે પકવ ફળ તે વાંછકને, કામીને ફળ આમ. જો૦ ૭
સેતુબંધ જલરાશ સુગમતા, અર્થે કર્યો ઉદ્દામ;
નર વાનર સૌને ગતિદાયક, સૌના પૂરણકામ. જો૦ ૮
દલ સમૂહ હરિતતરુચિત હરે, ન રહે ધીરજ નામ;
સ્મર રિપુ શસ્ત્ર ભંગથી પામે, મૃગલોચન લલામ. જો૦ ૯
સાર ગ્રાહી મધુકર નભકર, ન મૂકે આઠે યામ;
સકલ સુમન ફલ અખિલ ભૂમિ ભવ, છે જેનાં પરિણામ. જો૦ ૧૦
ન વાલિજીવક વાયુ બાલહિત, દેવ દમનથી પામ;
ગોવર્ધન સુખદાયક એની, સેવામાં રસ જામ. જો૦ ૧૧

## गंगादशपदी.

( પદ—ધન્યાશ્રી )

કર મન શ્રીગંગા ગુણગાન; (ટેક)
ભૂપ ભગીરથ ભાગ્ય ભલાથી, લાવ્યા ભૂતલભાન.[1] કર મન૦
પ્રભુ મુકુંદ ચરણારવિંદની, શુભ મકરંદ સમાન;
કરે સુજસ[2] મુખ મંજુ ગુંજતા, નરવર મધુકર પાન.કર મન૦ ૧
તરણિસુતા[3] સંગ લઈ આપે, સકલ સિદ્ધિનું દાન;
જગઉદ્ધાર કરી મુરરિપુનું, પ્રિય કરનાર નિદાન. કર મન૦ ૨
દર્શન માત્રે મહા પાતકો,[4] પુંજતણું અવસાન;
બળે અગ્નિ તૃણ પેઠે પાપો, પડે નામ પણ કાન. કર મન૦ ૩
શ્વેતવર્ણ દિનમણી કુલતણી,[5] ધજા વિજયનું સ્થાન;
મુક્તાહાર મહી મહિલાનો, બહુ શુભ રત્નનિધાન. કર૦ ૪

---

૧ ભૂતલભાન=ભૂમિના ભાનુ ( સૂર્ય. ) ૨ સુજસ ગાનરૂપી સુંદર ગુંજાર કરતા ઉત્તમ મનુષ્યરૂપી ભમરાઓ તે મકરંદ ( પુષ્પરસ ) નું પાન કરેછે. ૩ તરણીસુતા ( યમુનાજી ) ને ગંગાજી પ્રયાગમાં ભેગાં થવાથી તે સકલ સિદ્ધિ દેનાર અને ભગવાનનું પ્રિય કરનાર થયેલ છે. આ વાત "યમુનાષ્ટક"ના પાંચમા શ્લોકમાં શ્રીમદ્‌વલ્લભાચાર્યજીએ પણ કહેલી છે. ૪ પુંજ=સમૂહ. ૫ સૂર્યવંશી રાજા ગંગાજીને લાવ્યા છે. માટે દિનમણી ( સૂર્ય ) ના કુલની તે શ્વેતવર્ણ ધજા હશે કે શું? કે જે ધજા વિજયનું સ્થાન હોય છે. અનેક શુભ એટલે પુણ્યરૂપી રત્નો જેમાં જડેલાં છે એવો મહીમહિલા ( પૃથ્વીરૂપ સ્ત્રી ) ને પહેરવાનો મોતીનો હાર. હાર જેમ લાંબો ને શ્વેત હોય છે તેવાં ગંગાજી પણ છે.

રજ તમથી સુરસદન[1] નિસરણી, જ્યાં તરંગ સોપાન;
શિવસિર મધુર માલતી માલા, પરમામોદ વિધાન. કર મન૦ ૫
મત્સર મોહ મદન મદ ગજને, વશ કરવા આલાન;[2]
સદા ભજન કર શુભ જનને જે, દિયે ભક્તિ ને જ્ઞાન. કર મન૦ ૬
[3]કાયિક ત્રિવિધ ચતુર્વિધ વાચિક, ત્રિવિધ માનસિક માન;
દશ અઘ હરે દશહરા જેઠે, દશ દિન કરતાં સ્નાન. કર મન૦ ૭
કપિલ કોપ અતિ પ્રબલ અનલથી, થઈ પ્રાણની હાન;[4]
સગર સુતો સહુ સ્વર્ગ ગયા તે, વાગે અમર નિશાન[5]. કર મન૦ ૮
હરિપદરજ[6] તુળસીથી આપે, હરિપદ દેહ વિતાન;
બ્રહ્મદ્રવ[7] જલરૂપ આપ હરિ, કરે મોક્ષ સંધાન. કર મન૦ ૯
ચરણાબ્જભવા[8] કરુણાથી જો, થાય અખિલ શુભ ભાન;
ગોવર્ધન પ્રભુ ગોવર્ધનધર, મળે સ્વયં ભગવાન. કર મન૦ ૧૦

## યમુનાવર્ણન.

(પદ–ધન્યાશ્રી.)

સ્પર્શો શ્રીજમુના જળ અંગ; (ટેક.)
સકળ સિદ્ધિની દાતા માતા, દે હરિપદ રજ સંગ. સ્પર્શો૦ ૧
જે સંગે મુરરિપુ અતિ વલ્લભ, સર્વ સિદ્ધિદા ગંગ;
વિના કમળની લક્ષ્મી બીજું, પોતે તુલ્ય ઉતંગ.[9] સ્પર્શો૦ ૨
જેના સ્મરણે મટે મનતણા, મોહ ક્રોધ અનંગ;
ભલો ભાવ ભગવંત ભક્તને, ભવના ભયનો ભંગ. સ્પર્શો૦ ૩
હરિપદના સોપાન સમાનજ, તેના તુંગ તરંગ;
શ્યામલ જલ પાન કરે લાગે, અતિ દૃઢ શ્યામલ રંગ. સ્પર્શો૦ ૪
રમતાં ભમતાં મુક્તિ મેળવી, જન જીતે જમજંગ;
કરિ કૃપા સુત ગોવર્ધનને, લ્યો નિજ તટ ઉત્સંગ. સ્પર્શો૦ ૫

---

૧. ગંગા એ સ્વર્ગે જવાની રૂપાની નિસરણી અને તેમાં લહેર એજ સોપાન–પગથિયાં. જેમ માલતીમાલા પરમ આમોદ (સુગંધ) આપનાર છે, તેમ ગંગા પરમ આમોદ (ઈશ્વરસંબંધી અખંડ આનંદ) આપેછે. ૨ આલાન=હાથીને બાંધવાનું સાધન. ૩ દશ પ્રકારનાં પાપોની ગણત્રી "સ્કંદપુરાણ" માં કરી છે. ૪ હાન=હાનિ. ૫ નિશાન=નગારાં. ૬ ભગવચ્ચરણરેણુથી ભગવદ્ધામનો દેહ મળે છે અને તે તુલસી માત્રથી આપવા ગંગાજી સમર્થ છે. આ વાત શ્રીવલ્લભાચાર્યજીએ "પુરુષોત્તમ સહસ્રનામ" માં તથા "સુબોધિની"માં જણાવી છે. ૭ બ્રહ્મદ્રવ–બ્રહ્મરૂપ દ્રવ. ૮ ચરણાબ્જભવા=ગંગા. ૯ ઉત્કૃષ્ટ.

## ઘોળ.[1]

"ધન શ્રીયમુના" અથવા "વાસંલડી વેરણ૦"—એ રાહ.

શ્રીયમુનાજી, નમન કરૂં તન મનથી અતિ આનંદ;
સુખસિદ્ધિ સદા, સકલ અલૌકિક આપે આનંદ કંદ. (ટેક.)
મુરરિપુ[2] પદ નીરજની[3] રજને, વ્રજ વનિતા પદ રજના વ્રજને;
લઈ આપે ઉત્તમ તનુ ભજને. શ્રીયમુનાજી૦ ૧
તટમાં વન પાવન નિત્ય વસે, પવને નવ કુસુમ સમૂહ ખસે;
આમોદ[4] પ્રગટ જેનો વિલસે. શ્રીયમુનાજી૦ ૨
ટૂટી તે પુષ્પ પડે જળમાં, હરિ તનુ સમ સુંદર શ્યામલમાં;
હરિ મુરલી નાદે નિશ્ચળમાં. શ્રીયમુનાજી૦ ૩
સુર અસુર મળી હરિને જાણે, પુષ્પે પૂજ્યા પૂજા ટાણે;
તેવી જળની શોભા માણે. શ્રીયમુનાજી૦ ૪

## प्रयागवर्णन.

(પદ-ધન્યાશ્રી.)

પરતર પુણ્ય ભજ પ્રયાગ; (ટેક.)
મકર માસમાં મ કર[5] મકર[6] સમ, શ્રમ કર મનમથ રાગ. પરતર૦ ૧
અઘ ઔષધિ સમૂળ બાળવા, ખરી શીતમય આગ;
કહી પદ્માસન પાર ન પામે, જેનું પુણ્ય અથાગ. પરતર૦ ૨
મુક્તા મરકત મણિમય ભૂષણ, ભૂમિતણું સોભાગ;
તે આ કલ્પ અનલ્પ સેવવા, ધર પરિપૂરણ લાગ. પરતર૦ ૩
કરે ત્રિપથગા ત્રણે લોકમાં, શુચિ સુરનર ને નાગ;
ગોવર્ધન પ્રભુ પદ પંકજનું, પુણ્ય તોય તે યાગ. પરતર૦ ૪

## हरिकृपा.

(પદ-ધન્યાશ્રી.)

કરશે શ્રીહરિ કૃપા અપાર; (ટેક.)
આર્યોને ઉન્નતિ અતિ શુભ મતિ, સદ્‌ગતિ દેવા સાર. કરશે૦ ૧

---

૧ શ્રીમદ્‌વલ્લભાચાર્યજી વિરચિત "યમુનાષ્ટક"ના પ્રથમ શ્લોકનો યથાર્થ અભિપ્રાય આ ઘોળમાં ઉતારવામાં આવ્યો છે. ૨ મુરારિ. ૩ કમળ. ૪ સુગંધ તથા આમોદ. ૫ નહિ કર. ૬ મગર.

ઉન્નતિ સિંહાસનના પાયા, સુજનો જાણો ચાર;
ઉત્તમ ઉદ્યમ સંપ સુવિદ્યા, તેમ ધર્મ આચાર. કરશો૦ ૨
સંપ સંપદા સુખનો સારો, ધર્મ એક આધાર;
ધર્મ ધુરંધર ધીર ધરા ધન, ધામ ધરે નિરધાર. કરશો૦ ૩
જનનું વજન વધારે વિદ્યા, વિનય વિવેક વિચાર;
સમજે સારૂં સુખ સઘળા જે, સાર અસાર પસાર. કરશો૦ ૪
સંપ વિના ન બને સંપદનો, મુખથી નામોચ્ચાર;
કરો સંપ નિષ્કંપ પરહરો, વૈર વિરોધ વિકાર. કરશો૦ ૫
ભ્રમ છોડી શ્રમ ઉદ્યમ રમજો, હરિ ધરિ ચિત્ત ઉદાર;
કયી હસ્તગત વાત ન વસ્તુ, કરિ ઉદ્યમ વિસ્તાર. કરશો૦ ૬
આળસ ભંગ સંગ મંગળના, અંગ રંગ શુભકાર;
ગોવર્ધન પ્રભુ કરો આર્યની, અતિ ઉન્નતિ ઉદ્ધાર. કરશો૦ ૭

## ईश्वरसिद्धि.

(વસંતતિલકા.)

હર્ત્તા ખરે દુરિતના હરિ સર્વ કર્ત્તા,
તે એક છે જગતમાં ગતમાન ભર્ત્તા;
જો હોય એક પુરમાં દશ પાંચ રાજા,
તો કોઈની પણ રહે નહિ કાંઇ માજા. ૧

ભૂ વ્યોમ વર્તિ જડ ચેતન સર્વ છોડી,
સદ્વૈત કર્ણ નયને કર બેઉ જોડી;
સૂર્યેંદુ શુદ્ધ દિન રાત્રિ મુકુંદ રાધા,
સેવો જશે જનમૃતિ સુખદુઃખ બાધા. ૨

(ભુજંગી.)

બનાવે બધું વિશ્વ કારીગરીથી, ક્ષણે સંહરે ને કરે તે ફરીથી;
જનોને ધનો જ્ઞાન ને કીર્તિ આપો, તમારા સહુ ક્લેશ સર્વેશ કાપો.૧
અનાયાસથી વિશ્વ આજે કરેછે, સ્વઈચ્છા પ્રમાણે સહૂને ભરે છે;
હરી સર્વ એક ક્ષણે સંહરેછે, સદા તે પદે ચિત્ત મારૂં ફરે છે. ૨

(ગીતિ.)

જેથી કાર્ય બને તે, કારણ છે જેમ મૃત્તિકા ઘટનું;
ઉપજે તે કાર્ય ગણો, અંગરખું જેમ થાય છે પટનું. ૧

જે કાર્યરૂપ પોતે, થાય ઉપાદાન તે યથા માટી;
અલગ નિમિત્ત રહે છે, સુતાર ઓજારને ઘડે પાટી. ૨

(ઉપજાતિ.)

બધાં ઉગે બીજ થકીજ વૃક્ષ, ઘરો બને કારુ થકી સમક્ષ;
જાણો ખરૂં કારણ ઈશભાવે, કો તે વિના વિશ્વ બધું બનાવે. ૧
સર્વજ્ઞ સર્વેશ્વર સર્વ શક્તિ, જેની કરે દેવ સમસ્ત ભક્તિ;
તે સચ્ચિદાનંદ અનંત આદિ, અખંડ જાણે જન તત્ત્વવાદી. ૨

(ભુજંગી.)

ઉપાદાન ને સાધનો સર્વ જાણે, બનાવા તણી તેમ ઈચ્છાજ આણે;
પ્રયત્નો કરી જે શકે તે પ્રમાણે, સહૂ શાસ્ત્ર તેનેજ કર્ત્તા વખાણે. ૧

(ચોપાઈ.)

મૂળ પિતા ઈશ્વરને ભજો, રમત ગમતમાં મમતજ તજો;
વેદશાસ્ત્રની સમજો મજો, તત્ત્વબોધના શોધક થજો. ૧

(દોહરા.)

તેની સિદ્ધિ મન ધરો, જે જગનો કરનાર;
તેથી લહે સમૃદ્ધિ ને, બુદ્ધિ વૃદ્ધિ નરનાર. ૧
સર્વ શક્તિ સર્વજ્ઞ જો, જગકર્ત્તા નવ હોય;
પોતાના બલથી કહો, નિપજે કયાંથી કોય? ૨
માટે મનુજો માનજો, ઇશ્વર સિદ્ધ જરૂર;
તેની કરતાં પ્રાર્થના, થાય દુઃખ સઉ દૂર. ૩
સદાચરણ ચિત રાખતાં, સત્ય ભાખતાં સાર;
સદા ચરણ ચિત હરિતણા, સ્ફુરે તરે સંસાર. ૪
ઈશ્વર તું જગ તાત છે, તુંજ જગતની માત;
વસે સકલ તુજ ઉદરમાં, તેંજ કર્યું વિખ્યાત. ૫
કૃપાવર્ષથી વર્ષ બે, બાલ હર્ષ કરનાર;
આ પુસ્તક[1] કેલાવિયું, શિશુ અબોધ હરનાર. ૬
જન દુખહારી દીનપર, તેમજ થશો દયાળ;
આ અવિઘ્ન મોટું કરો, પુસ્તક રૂપી બાળ. ૭

---

૧ "બાળસુબોધ" ચોપાનિયું.

ગ્રહ બાલકગ્રહ પૂતના, નજર ડાકિની ફંદ;
ખળમુખ મન તન નીપજે, તે ટાળો સુખકંદ. ૮
ગમે બાલને બાલનું, કલ ભાષણુજ રસાલ;
ખ્યાલ ખ્યાલમાં બાલને, આ શીખવે સુચાલ. ૯
બાલક જાણે ક્યાં થકી, કાલ કાળની વાત;
જાણ્યા વણુ ક્યાંથી ટળે, હાલ કાળની ઘાત. ૧૦
કરે ખ્યાલ બહુ બાલથી, બાળક 'બાળસુબોધ;'
સાથ ફરી આણે સખા, હાથ ધરી શુભ બોધ. ૧૧
શિશુગણુ દૂષણુ મંડલી, ખંડનાર ઉદ્દંડ;
બળ વિહિન અતિ દીન આ, પુસ્તક કરો અખંડ. ૧૨
શિક્ષણુ રક્ષણુ કાળમાં, ખ્યાલ તજી કર શોધ;
વિનય વિશાલ રસાલ મતિ, આપે 'બાળસુબોધ.' ૧૩

## हृदयदूत.

(ગરબી.)

"ઓધવજી સંદેશો કહેજો શ્યામને"—એ રાહ.

હ્રદય હવે તો હરિપદ પાસે પ્રેમથી,
જાવા થા સજ કરવા કામ જરૂર જો; (ટેક.)
સંદેશો દેનારો તુજવણુ કોણુ છે,
બીજો ત્યાં નવ પહોંચે છે અતિ દૂર જો. હ્રદય૦ ૧
પાંચે ઇંદ્રિય બેદિલ છે બદલી ગયાં,
વિષય વશ થઈ તુજને ખેંચે ક્રૂર જો;
કાંઈ કર્મેંદ્રિય તો જડ જાણે નહિં,
તુજ મરજીથી મહેનતમાંહિ મજૂર જો. હ્રદય૦ ૨
પળ પળ આયુષ ચોરે યમ દિવસો ગણે,
કાળસર્પની મુખ વિષઝાળ કરાળ જો;
પાણી પહેલી પાળ બાંધ સંભાળ તું,
ભાળ ટાળ નિજ આળસ જાળ વિશાળ જો. હ્રદય૦ ૩
ખટપટ તજી ત્યાં ઝટપટ પહોંચવા,
સરલ સાફ છે સુખકર સેવા પંથ જો;

વર્ણાશ્રમના ઉત્તમ અગવા[1] તુજને દઉં,
પંથ બતાવે શ્રીહરિમુખના[2] ગ્રંથ જો. ૯દદય૦ ૪
સતી સુહાગણ શ્રદ્ધા સામી માર્ગમાં,
આવી દીસે કાર્યસિદ્ધિ દેનાર જો;
વેદ ભણંતા વૈષ્ણવ વિપ્રો વંદજે,
આ વખતે આ ઉત્તમ શકુનો સાર જો. ૯દદય૦ ૫
કામ ક્રોધ મદ લૂટારા પથમાં ઘણા,
વચ્ચે હરે ધન મારે ભાંગી અંગ જો;
તેથી બચવા લેજે ચોકી ચાહથી,
સથવારામાં સદા શુદ્ધ સત્સંગ જો. ૯દદય૦ ૬
રહી સાથમાં થાય સહાય સદા તને,
એવો બસ છે એકજ છેક વિવેક જો;
ખરચી ધર્મ અને ભાતું હરિપ્રેમ જે,
તે સંભાળી કરશે કુશળ અનેક જો. ૯દદય૦ ૭
વ્રજ વૃંદાવનમાં વહાલો મળશે તને,
ટળશે તારા તરત સકલ સંતાપ જો;
મધુપુર દર્શનથી બળશે બહુ જન્મનાં,
પ્રબળ અનળથી તૃણની પેઠે પાપ જો. ૯દદય૦ ૮
ગિરિકલિંદકન્યા કલિ-કલેશ હરે બધા,
દર્શનમાત્રે ફળશે મોટાં ભાગ જો;
મરકત-મણિમાલા[3] જાણે મધુપુરીતણી,
શ્રીયમુના આપે લોચન અનુરાગ જો. ૯દદય૦ ૯
શ્રીહરિ અંગસંગથી મંગળ તેતણા,
જળતરંગ તુજ દેશે ભવનો ભંગ જો;
યમુના પયપાનેથી[4] ભગિનીપુત્રને,
નરક નાખવા યમ અડકે નહિ અંગ જો. ૯દદય૦ ૧૦

---

૧ વળાવા—ભોમિયા. ૨ ભગવાનના મુખથી વેદ, ગીતા વગેરે ગ્રંથો પક્ષે ભગવન્મુખાવતાર શ્રીમદ્‌વલ્લભાચાર્યજીના ગ્રંથ. ૩ નીલમ. ૪ શ્રીયમુનાજીનું પય એટલે જલનું પાન. પક્ષે માતાનીપેઠે દૂધનું પાન કરનાર જીવો. શ્રીયમુનાજીના પુત્ર થયા તેથી શ્રીયમુનાજીનો ભ્રાતા યમરાજા પોતાના ભગિનીપુત્રોને નરક પીડા કેમ આપે? પદ્મપુરાણમાં યમે પોતાની બેન યમુનાજીને વચન આપેલું છે કે, જે તમારૂં જલપાન પણ કરશે તેને હું પીડીશ નહિ

જન્મભૂમિ જઈ જોજે જલદ જરૂર ત્યાં,
જ્યાં પ્રગટ્યા હરિ પોતે શ્રીમથુરેશ જો;
શેષ મહેશ સુપૂજિત કેશવચરણના[1],
હૃદય દેશ નહિ રહે ક્લેશનો લેશ જો. હૃદય૦ ૧૧
પુન્ય ધૂરિન પુરીની કરી પરિક્રમા,
ભવનો ને યમુનાનો ઉતરી પાર જો;
શ્રીગોકુળ નિરખે તો કુળ તરશે બધાં,
પરમ પવિત્ર મહાવન નંદાગાર જો. હૃદય૦ ૧૨
બ્રહ્માદિકને ધ્યાને દુર્લભ શ્રીહરિ,
રીખંતા[2] જ્યાં લોટ્યા જગદાધાર જો;
તે હરિ હરિજનના પદરજમાં લોટજે,
પ્રેમ-અશ્રુ પડતે તું વારંવાર જો. હૃદય૦ ૧૩
દામોદર દામણથી બંધાયા જહાં,
નિત્યમુક્ત ઈશ્વર છોડી નિજ નેમ જો;
જનનીના મનની ઈચ્છાને પૂરવા,
ભક્તવશ્યતા જોતાં વધશે પ્રેમ જો. હૃદય૦ ૧૪
બાળ રસાળ ચરિત્રતણો રસ છે ઘણો,
પણ તારે ત્યાં મગ્ન થવું નહિ હાલ જો;
સુંદર બાળમુકુંદ વદન અરવિંદનો,
છબિ મરંદ પીવા મળશે શુભ-કાળ જો. હૃદય૦ ૧૫
હરિયે મુખમાં મેલેલી મૃદુ મૃત્તિકા,
ખાતાં તો મળશે કોમળતા સાર જો;
હૃદયતરંગ તું વળજે વૃંદાવન ભણી,
ધ્યાન ધરીને રમતા નંદકુમાર જો. હૃદય૦ ૧૬
વૃંદાવનમાં નંદીશ્વર[3] ગિરિપાસ છે,
શ્રીગોકુળપર નંદગામ એ નામ જો;
રસ વરસાવે વરસાનુ ગિરિ ઊપરે,
ત્યાં નજીક વૃષભાનું લાડિલી ધામ જો. હૃદય૦ ૧૭

૧ કેશવ નામનું ભગવદ્દસ્વરૂપ ત્યાં પ્રસિદ્ધ છે. ૨ ઘુંટણીએ ચાલતાં. ૩ વ્રજમાં બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વરરૂપ ત્રણ પર્વત છે. નંદીશ્વરગિરિ એ શિવરૂપ, વરસાનુ (વ–શ્રેષ્ઠ, સાનુ–શિખર તે વરસાનુ) ગિરિ એ બ્રહ્મારૂપ (તે પર્વતના નામઉપરથી તે ગામ પણ વરસાનુ કહેવાય છે.) અને શ્રી ગોવર્ધન વિષ્ણુરૂપ.

હરિપદ ગોપદ ગોપપદાંકિત ભૂમિમાં,
નંદસદન જોજે નંદીશ્વર હેઠ જો;
શુકે કહિ લીલા બહુ બહુ નંદગામની,
તે સ્મરતાં પીગળીશ માખણુ પેઠ જો. હૃદય૦ ૧૮

તરતજ હરિ મળવા સ્થળ છે વ્રજમાં ઘણાં,
નંદગામ પાસે અતિ અદ્‌ભુત એક જો;
પરમ વિરહ પરિતપ્ત ગોપિકાને કહ્યો,
જ્યાં ઉદ્ધવના મુખથી કાંઇ વિવેક જો. હૃદય૦ ૧૯

તે સ્થળમાં એકાંત શાંત થઇ બેસજે,
પ્રથમ કરી પ્રેમે ગુરુચરણુ પ્રણામ જો;
નિસ્સાધન અતિ દીન થઈ શરણે જઈ,
ધ્યાન ધારજે વ્રજપતિ કેરૂં ધામ જો. હૃદય૦ ૨૦

ત્યાં અથવા બરસાનુમાં સંકેતમાં,
ચીરઘાટમાં યમુનાતટમાં કયાંય જો;
શ્રીભાગવત્ અને હરિજન વાણી થકી,
જરૂર ધામસહિત હરિદર્શન થાય જો. હૃદય૦ ૨૧

પરમધામ અભિરામ શ્યામનું ત્યાં તને,
ગુરુકરુણાથી જ્યારે દીસે સાર જો;
પ્રથમજ હરિગુરુ હરિજનને વંદન કરી,
સાવધાન થઇ ત્યાં જાવું નિરધાર જો. હૃદય૦ ૨૨

નિર્મળ જળ યમુના તુજ દર્શન આપશે,
રત્નજડિત તટ બે મણિમય સોપાન જો;
અલિકુલ સંકુલ કમળ રસાલ મરાલ[1] ત્યાં,
દેહ અલૌકિક મળવા કરજો પાન જો. હૃદય૦ ૨૩

સુખવર્ધન ગોવર્ધન ગિરિધર નિરખજે,
ઉત્તમ ખગ મૃગ નગ[2] ઝગમગ નગ[3] કાંતિ જો;
સુંદર કન્દર મંદિર અંદર થાય છે,
નિરઝર ઉપવન ભવન પવનથી શાંતિ જો. હૃદય૦ ૨૪

સવિનય જઇ જોજે કાલિંદી કૂલમાં,
સુફલ ફૂલ અનુકૂલ કલ્પતરુ મૂલ જો;

૧ હંસ. ૨ વૃક્ષ. ૩ પર્વત.

કોટિ મદન મદદલન જલદસમ શ્યામ તે,
અંગ વીજળી જેવું પીત દુકૂલ જો. હૃદય૦ ૨૫
મોરપીછ શિરપર ચિતચોર કિશોરનાં,
કરપર અધર ધરી મુરલીસુર લીન જો;
બ્રહ્માદિકને દુર્લભ દેવ સમાધિમાં,
જેમ તેમ પણ પ્રેમભક્તિ આધીન જો. હૃદય૦ ૨૬
કંઠે કૌસ્તુભ ચરણ અડે ગુંજા તણી,
માળા ને વનમાળા તુળસીમાળ જો;
વદન કમળપર ખેલે ખંજન બે પડે,
મદભંજન મનરંજન નેન વિશાળ જો. હૃદય૦ ૨૭
અલિકુલપેઠે ચલકુંતલ[1] રાજે ઘણા,
મકરાકૃતિ બે કુંડળ કાને લોલ જો;
મંદહાસથી કોટિ ચંદ છબિ જીતતાં,
અરુણ અધર શુભ નાશા ચિબુક[2] કપોળ જો. હૃદય૦ ૨૮
મંદ દર્પ કંદર્પ કોટિ રૂપે થયા,
આનંદાત્મક ઉદર ચરણ કર અંગ જો;
વામ ભાગમાં મૂળ રમા પરમા લસે,
મૂર્તિમતિ પરભક્તિ રાધિકા સંગ જો. હૃદય૦ ૨૯
દર્શન માત્રે દૂરથકીજ પ્રણામ તું,
પ્રેમે કરજે ધરજે નહિ કો કામ જો;
હેમકોટિથી અધિક પ્રેમ અતિ શુદ્ધ તું,
ભેટ કરીને કહેજે શ્રીગુરુ નામ જો. હૃદય૦ ૩૦
હું અધન્ય તું ધન્ય અનન્ય ખરેખરો,
મુજથી તું જોઈશ પ્રથમ વ્રજ ઈશ જો;
તુજ સહાયથી મુજને પણ મળશે હરિ,
અખિલ ભૂપની રૂપસુધા તું પીશ જો. હૃદય૦ ૩૧
શરણાગત જાણી કરુણા કરશે હરિ,
અતિ પ્રસન્ન મુખ દેખી નંદકુમાર જો;
અવસર જોઈ ભક્તકૃપા ભરમે રહી,
દીન થઈને વદજે વાણી સાર જો. હૃદય૦ ૩૨

---

૧ છૂટા છૂટા કેશ. ૨ હડપચી.

"દાસ તમારો દીન થઈને વીનવું,
શરણુ ગ્રહીને ચરણુ તમારાં એક[1] જો;
કરયું સમર્પણુ મેં તમને સર્વસ્વનું,
પણુ મુજમાં નથિ આશ્રય ધૈર્ય વિવેક જો. હૃદય૦ ૩૩
આપ વિયોગ થતાં ભવ ભોગજ ભોગવ્યા,
સ્વર્ગ નરક ને બ્રહ્મલોક નરલોક જો;
બહુ ભટક્યો પટક્યો માયાએ મોહમાં,
અટક્યો અતિ ધન-જન-વનિતા-સુત શોક જો. હૃદય૦ ૩૪
કરુણાકર ગુરુને તાણી વાણી કહી,
પ્રાણી પાણી મથવું તજ હરિ સેવ જો;
તે વાણી જાણી આણી નહિં ચિત્તમાં,
મેં મૂઢે નહિ આપ ઓળખ્યા દેવ જો. હૃદય૦ ૩૫
સર્વેન્દ્રિય વશ રાખી નહિ સેવા કરી,
આપ રૂપનું મેં ધરિયું નહિ ધ્યાન જો;
વિદ્યા શીખી વાદ કર્યા જગ જીતવા,
પણુ પ્રેમે નહિ કરિયું તમ ગુણુ ગાન જો. હૃદય૦ ૩૬
હવે હકારૂં[2] આવે નહિ યમરાજનું,
એમ થશે તો જશે તમારી તાજ જો;
દીન હીન મતિ અનુચરને કો ઓળખે,
અજય વિજયનું પાત્ર બનેછે રાજ જો. હૃદય૦ ૩૭
જો કહેશો કે શુદ્ધ ધર્મ તુજમાં નથી,
નારદ જેવું નથી પ્રેમ-ગુણુ ગાન જો;
આગ્રહિ ભક્ત નથી પ્રહ્લાદ સમાન તું,
નથી વ્યાસ-શુક જેવાં ભક્તિ-જ્ઞાન જો. હૃદય૦ ૩૮
એમ કહી પ્રભુજી મુજને ન ઉડાવશો,
એક કહું હું કર જોડીને વાત જો;
નક્કી હું ન અજામિલથી હલકો જરા,
તેથી મારા શતગુણુ ધર્મ વિઘાત જો. હૃદય૦ ૩૯
મેં તો તેથી પાપ હજારગણું કર્યાં,
તે પદવી મુજ આપો કાં નહિ તોય જો;

૧ તેડું.

અલ્પ દુષ્ટ તાર્યા તેમાં બળ શું કર્યું,
મુજસરખો નહિ પાપી મળિયો હોય જો. હૃદય૦ ૪૦
પ્રભુ કહેશો કે વેદશાસ્ત્ર શીખી તરો,
ઘણાં શાસ્ત્રને દૂરથકીજ પ્રણામ જો;
ખંડન મંડન કરિ એ એક બીજા તણું,
તરત ભગાડે શ્રોતાજનનું કામ જો. હૃદય૦ ૪૧
આપ વદન આચાર્યથકી મેં તો સુણ્યું,
તરવા સાધન પરમ મંત્ર તમ નામ જો;
હાસ્ય કરી વા દમ્ભ ધરી ઉચ્ચારતાં,
દોષ હરીને પૂરે સહુ મન કામ જો. હૃદય૦ ૪૨
હું દમ્ભી ગંભીર ઘણો તોબી હવે,
નિજ ચરણાશ્રિત શરણાગતની લાજ જો;
આણીને જાણીને શ્રીગુરુનો મને,
કરવું પડશે પ્રભુ મારૂં પણ કાજ જો. હૃદય૦ ૪૩
તારો તરત તમારો જાણીને હવે,
સારો કે વણ પ્યારો પણ હું દાસ જો;
આપ ભજન ન કરયું નહિ બીજાને ભજ્યા,
સ્વામી ગર્વથી સર્વ દેવને ખાસ જો. હૃદય૦ ૪૪
હોય વિલંબે ઇચ્છા જો ફલદાનની,
તોપણ રાખો મને સદા પદ પાસ જો;
તે પદ પાસ જઈ પાછું ન ફરીશ તું,
દૂત મોકલ્યો આંહી કરવા વાસ જો.” હૃદય૦ ૪૫
આટલું બોલી અધિક કશું નહિ બોલવું,
તે જાણેછે સઘળું પ્રભુ સ્વતંત્ર જો;
ચરણ રેણુમાં રેણુ બનિ રહેજે સદા,
પદમાં વળગી હૃદય! એજ પર મંત્ર જો. હૃદય૦ ૪૬
મારૂં કારજ સારજ પાર ઉતારજે,
ભક્તિ ધારજે ધરિ ગુરુપદ આધાર જો;
કુમતિ મારજે દોષ વારજે દૂરથી,
ગોવર્ધન પ્રભુ ભજને વારંવાર જો. હૃદય૦ ૪૭

---

૧ કેવળ.

(ગીતિ.)

હરિપદમાં અર્થ અમલ, ભક્તિભરિત હૃદયદ્રુત જો પામે;
કૃષ્ણકૃપાથી કર્ત્તા, ન લહે કલિ-કલિત કષ્ટ કટુ કામે. ૧

# शिक्षाप्रकरण.

## मानवधर्म.

(ગીતિ-અંતર્લાપિકા.[1])

ભાગ્ય ભલાના ભાજન, રમારમણ ચરણમાં ધરો ભક્તિ;
તરતજ તત્ત્વ તપાસી, વાસી આ ભૂમિના ધરો શક્તિ. ૧
સીમા સન્મતિની આ, નેમથકી ક્ષેમ એમ પ્રેમ ધરે;
હરખે પરખે સારૂં, રિપુસુતમાં શુદ્ધબુદ્ધિ સિદ્ધ કરે. ૨
સુલતા ધરો ધિરજ ધન, ખીસામાં ખૂબ ખાસ ખંતેથી;
રાખી ઉદ્યમ અસિ કર, ખોટ ગટાડો થશે સુખં તેથી. ૩

(પદ-બરવો-બિહાગ ઇત્યાદિ.)

"અબ તુમ કબ સમરોગે રામ"–એ રાહ

મનુજો! તન મન વિનય ધરો; (ટેક.)
આર્ય! કરો ઔદાર્ય કાર્ય કરી, દેશ ઉદય સગરો. મનુજો૦ ૧
ખેદ દૂર કરી વેદ પૂર પઢિ, દ્વિજ નિજ વિજય કરો;
ધર્મધુરા નિર્ધાર ધારિ ધન, ધીર ધરણિ ઉધરો. મનુજો૦ ૨
શાસ્ત્ર વસ્ત્ર કરિ શસ્ત્ર અસ્ત્ર ધરિ, ભૂપ! અનૂપ લરો;
ગાજ ગાજ કુળલાજ આજ સજિ, લાજ આજ સંભરો. મનુજો૦ ૩
વૈશ્ય વરન! દુખ હરન કરન સુખ, ધન ભંડાર ભરો;
સાર વિચારત જલધિ પાર, વ્યાપાર અપાર તરો. મનુજો૦ ૪
શૂદ્ર! દામ ગહિ ગામ ધામ, બિસરામ કામ નિવરો;
યંત્રકળા કુળ સકળ નિરાકુળ, સીખ ભીખ ન પરો. મનુજો૦ ૫

---

૧ "ભારતવાસીને હરિ સુખી રાખો" એવું વાકય આ કવિતામાંથી નિકળેછે.

આર્યભૂમિમેં સકલ સિદ્ધિ શુભ, સુખ સંપતિ પસરે;
અમલ કમલસમ અરુણ તરુણ, હરિચરણ શરણ પકરો. મનુજો૦ ૬
ગોવર્ધન પ્રભુ મેઘશ્યામ-અભિરામ ન ચિત્ત ટરો;
દરસ પરસતેં બરસ કૃપારસ, બરસહુ સરસ કરો. મનુજો૦ ૭

(સવૈયા-ઝીંઝોટી.)

જન સંત અસંતના સંગમનો, બહુ સાર અસાર વિચાર કરો; (ટેક.)
સરિતા જળમાં ભળતાં જલધી, તે જરૂર મળે જઇ અલ્પ ઝરો; ૧
બહુ ગાંઠ ધરી વન વેણું ધસાય, બળે સઘળો તરુ ખંડ ખરો;
કહે ગોવર્ધન સમજી સઘળું, સત્સંગમનું સુખ ચિત્ત ધરો. જન૦ ૨

(રાગ જોગિયો.)

મનુજો સુખી રહો સહુ કોય, ધર્મ ધરીને હો. (ટેક.)
આવ્યો પરંપરાથી ધર્મ, સમજો વેદશાસ્ત્રથી મર્મ;
તે અનુસારે કરો સુકર્મ, રાખો શર્મ નિજકુળની. મનુજો૦ ૧
ધર્મે પામો અખિલ વિલાસ, ધર્મે ટાળો યમનો ત્રાસ;
થાજો શ્રીહરિપદના દાસ, વિના પ્રયાસ સહુ સરશે. મનુજો૦ ૨
કરવા ધર્મ તણો નિર્ધાર, થાપો શાળા કરી વિચાર;
શીખે કન્યા અને કુમાર, જાણે સાર શાસ્ત્ર તણો. મનુજો૦ ૩
ઉત્તમ પુસ્તક ઘણાં રચાય, જેથી સાચ જૂઠ સમજાય;
જનના સંશય સઘળા જાય, હરિગુણ ગાય મૂર્તિ ભજી. મનુજો૦ ૪
એવી કૃપા કરો કમલેશ, રહે અધર્મ તણો નહિં લેશ;
ગોવર્ધનના ટાળો ક્લેશ, શુભ ઉપદેશ કરવાથી. મનુજો૦ ૫

(ઝિંઝોટી-સવૈયા.)

પુરુષારથ પૂરણ પ્રીતિ કરી, પરમારથ પાલન પ્રેમ સજો;
ધરજો ધન ધામ સુધર્મ ધરા, સુજનો સુખ સંપ સમર્થ થજો. ૧
શુભ રાજ સમાજ સુકાજ કરી, કુળલાજ વધારિ અકીર્તિ તજો;
કહે ગોવર્ધન ચિત ચાહ ધરી, હરિના ચરણાંબુજ ચારુ ભજો. ૨
શ્રુતિશાસ્ત્રતણી નિત કેળવણીજ, ઘણી શુભ સુંદર આદરજો;
નિજધર્મ સુકર્મનું મર્મ લહી, બહુ ઉદ્યમ શુદ્ધ મને ધરજો. ૩
સુખસંપથકી અવિકંપ સદા, બહુ સંપત સિદ્ધ સહુ કરજો;
જન આર્ય તમે નિત શ્રીહરિના, સુખથી મુખથી ગુણ ઉચ્ચરજો. ૪

(છંદ તોટક, સવૈયા. રાગ જંગલો સુરપડદો.)

નિજ ધર્મ સુકર્મ સદા કરજો, બહુ તાપદ પાપ ન આચરજો;
દૃઢ આશ્રય ઈશ્વરનો ધરજો, નહિ તુચ્છતણી ધરવી ગરજો. ૧

રહિ દૂર કુસંગથકી ડરજો, ખળવાદ કદાપિ ન આદરજો;
નહિ વેદ વિરૂદ્ધ પથે ગરજો, બહુ ગર્ભવિષે ન ફરી ફરજો. ૨

પ્રભુના પદ દાસ સદા ઠરજો, દૃઢ ભક્તિ ખરી કરિ ઉદ્ધરજો;
મુખથી હરિના ગુણ ઉચ્ચરજો, સુખથી ભવસાગરને તરજો. ૩

શુભ કીર્તિ સતી વનિતા વરજો, થઇ દીનદયાળ દુઃખો હરજો;
સ્થિર સંપદ સંપતણી ભરજો, ઘનશ્યામ સુતોકિત ન વીરસજો. ૪

(દ્રુતવિલંબિત.)

શ્રમ થશે મથશે[1] જમ જો ફરી, રસ[2] તજી સત જીવ ધરી હરી;
ભજ તને જતને સુખ આપશે, ભય મથી યમથી દુખ કાપશે. ૧

સ્થિર થઈ રથ ઈશકૃપા ધરો, ગમનમાં[3] મન માન મુકી કરો;
શુભ જનો ભજનો દૃઢ આચરો, ઉભયતા[4] ભય તાપ તજી ફરો. ૨

ધન કરી નકરી[5] બહુ સંપદા, નહિ તરો હિતરોધક આપદા;
જન જમાન જમાં જબરી ખરે, કર[6] વિના રવિ ના તમને[7] તરે. ૩

સજન-માજનમાં નવ ધારવા, અપ રવા[8] પરવા પરવારવા;
સજ ન મા[9] જન માન વધારવા, અપર[10] વાપરવા પર વારવા. ૪

વ્રજપતી જપ તીરથ દાનથી, ભજ સદા જસ દામ સદા નથી;
ઇતર હેત રહે સુખ માનથી, નહિ મળે હિમ-લેશ[11] સમાનથી. ૫

વિનયથી નયથી જય મેળવો, શ્રમ નથી મનથી જન કેળવો;
ભજનથી જનથી ધન પામશો, નિજ સગા જસગાન ન જામશો. ૬

કુવિષયો વિષયોગ સદા તજો, સરસ તે રસતે પ્રભુને ભજો;
નિગમ આગમ આધિ[12] તજી ભણો, કનકથી ન કથીર વધૂ ગણો. ૭

---

૧ પરાણે યાતનાઓસંબંધી દુઃખ ભોગવાવશે. ૨ અભિલાષ. ૩ જવા-માટે. ૪ દ્વૈતબુદ્ધિ, યમ વગેરેનો ભય. ૫ કેવળ. ૬ કીરણ. ૭ અંધકારને. ૮ ખરાબ માલ. ૯ લક્ષ્મી. ૧૦ નહિ ગ્રહણ કરવાલાયક મદ્ય માંસાદિ. ૧૧ ઓસના બિંદુસરખા અભિમાનથી. ૧૨ મનની પીડા.

રસિકતા સિકતા[1] ઘરમાં તજો, જણુસ માણસમાં રસમાં સજો;
વિપત સંપત સંગ ફરી ફરી, જનમશો નમશો નહિ જો હરી. ૮
વિષમ વેગ ખરો અતિ આકરો, અમતણો મદ એ ન વિષે ધરો;
કુજનનાં વચનો અતિ દારુણો, તમથકી કમતી ન વહે ગુણો. ૯
ઘર સભા રસ ભાવ સમાનમાં, પરમ તો રમ તોર સમાનમાં;
મુકરમાં[2] કર માનસ માનમાં, પર મતો રમતો રસ માનમાં. ૧૦
સ્થિર મને રમ નેમ ધરી કરી, નિધન સાધન સાફ હરી કરી;
ભજ તને જતને સુખ આપશે, ભય મથી યમથી દુખ કાપશે. ૧૧
કુશળ દેશ લદે ધનભારથી, સુકરતા કરતા કરતારથી;
જન ખરાં નખરાં તજ આશથી, સફરમાં ફરમાં ફરમાસથી. ૧૨
નવ કરી વકરી મતિ હાથમાં, અમર હેમ રહે નહિ સાથમાં;
નર સદા રસદાયક દેવને, નિરખ મૂરખ મૂરતિ સેવને. ૧૩
વજનની જનની[3] જન નીતિ છે, ભવ કરી વકરી વકરીતિ[4] છે;
મરણ મારણમાં રણમાં ફરે, અનરથી નરથી ન રથી[5] ડરે. ૧૪

( ઈંદ્રવજ્રા. )

વિદ્યા સુધા રોગહરા સુધારો, મેધા[6] વધારો શુભભાવ ધારો;
માયા વિસારો પથ સેવિ સારો, પૈસો નઠારો તજિ દીન ઠારો. ૧
વિદ્યા મળે જો ગુરુની કૃપાથી, તે જન્મસૂધી સ્થિર થાય સાથી;
થોડે શ્રમેથી ગુરુભક્તિ પામી, સર્વાંગમોમાં જન થાય નામી. ૨
ધારી સુધારીતિ[7] ગિરિંદ્રધારી, હારી મહા રીશ ભજો વિહારી;
લેશો ન લેશો મનમાં કલેશો, દેશો પદે[8] શોકહરોપદેશો.[9] ૩

( વસંતતિલકા. )

વિદ્યા વિનોદ વિભુવલ્લભતા[10] વધારો,
વેશ્યાવિલાસ વિખવાદ વૃથા વિસારો;
વેગેં વળી વિફલ વૈર વિકાર વાળો,
વીરવૃત્તે વિનયથી વધવા વિચારો. ૧

૧ રેતીથી બનાવેલા ઘર જેવા અસ્થિર પદાર્થોમાં. ૨ વૃથા અભિમાન. ૩ માતા. ૪ બગલા જેવી દાંભિક ચાલ. ૫ શૂરપુરુષ. ૬ બુદ્ધિ. ૭ અમૃત જેવી શીતળતા. ૮ ઉપદેશયોગ્ય સ્થાને. ૯ શોક દૂર કરનારા ભક્તિજ્ઞાનના ઉપદેશો. ૧૦ ઈશ્વરપ્રિયપણું.

કલ્યાણ કર્મ કરવા કઠિને કસેથી,
કારૂણ્યકોશ[1] કમલાપતિ કારસે[2]થી;
કાંઈ કટાક્ષ કરતાં કરશે કરોડો,
કેલી કલાપ[3] કુલકૌતુક કામ કોડો.[4] ૨
કોપ્યો કરાળ કરવા કલિ થાક હાણી,
કીધા કરાર કમ કૃષ્ણકથા કહાણી;
કાપે કુટુંબ કલહો કણુ-કામ-નામા,[5]
કાઢે કલા કુશલતા કરિ-કામ નામા. ૩
કાળે કઠોર કળિયે કરિયા કરાળા,
કાળા કુકર્મકર કાયર કૂડવાળા;
કામી કરે કપટ કોપન[6] કાપનારા,
કલેશો કરી કતલથી કવરાવનારા. ૪
છે આ કયો સમય દેશ કયો વિશાલ,
ને કેટલું ખરચ આવક તે નિહાળ;
તું કોણ શક્તિ તુજ કો હિત ચાહનારા,
એ વાર વાર મન ધાર વિચાર સારા. ૫
આ વિપ્ર જાગર[7] થઇ સહસા[8] ધનોમાં,
ઓ પારકા જગતમાં નવ સેવનોમાં;[9]
આવી પ્રજા ગરથ ઇ સહ સાધનોમાં,
ઓ પારકાજ ગતમાન વસે વનોમાં. ૬

(ભુજંગપ્રયાત.)

થયો માનવી જન્મ ફેરા ફરીને, ભરી પેટ લાંબો પડ્યો આફરીને;
કર્યું દ્રવ્ય ભેળું પરાયું હરીને, નથી મૂઢ સંભારતો તું હરીને. ૧

(ઔપચ્છંદસિક.)

ચળ ચિત્તથી એ બધી રમાની, સમજે આ ગતિ એબ ધીર માની;
ધન સદૃશ આમ દક્ષ માને, મન રાખે તજિ આમદ ક્ષમાને. ૧

(અનુષ્ટુપ.)

ગાવું વાવું અને ખાવું, આ લીલા ભવ ધારવા;
એકાંતે હરિની સેવા, આલી લાભ વધારવા. ૧

---

૧ ભંડાર. ૨ તજવીજ. ૩ કિડાના સમૂહો. ૪ મનવાંછિત અર્થો. ૫ કામદેવ નામે હાથી. ૬ રીસાળ. ૭ જાગૃત. ૮ એકદમ. ૯ નવી નવી ચાકરીઓમાં.

તેડતા યમદૂતોના, હેલા ભજનમાં નથી;
એવિના શું મળે મૂઢ, હે! લાભ જનમાં નથી. ૨

( ઉપજાતિ. )

પ્હેર્યાં ઘણાં વસ્ત્ર વિચિત્ર કોરી, સુવર્ણ કાઢ્યાં બહુ ખાણ કોરી;
ભેળી કરી લાખ કરોડ કોરી, આશા નદી તોય થઈ ન કોરી. ૧
ચોદ્દેર પૂરે સમરૂપ જેમ, સમુદ્ર પેસે જળ સર્વ તેમ;
પેસે જહાં કામ સમસ્ત પામી, તે શાંતિ પામે નહિ કામ કામી. ૨

( દોહરો. )

સુલભ નર-તનૂ નાવ દૃઢ, સુગુરુ કર્ણના ધાર;
સુખદ વાયુ અનુકૂળ હરિ, તર સાગર સંસાર. ૧

## दाम्पत्यधर्म.

( પદ-રાગ સોરઠ. )

સમજો દમ્પતિ સુખનો સાર; (ટેક.)
નરનારીના નિયમથકી આ, નિપજ્યો સહુ સંસાર. સમજો૦ ૧
ઈશ્વર અગ્નિસાખથી સાંધ્યો, કરી મંત્ર ઉચ્ચાર;
તે સંબંધ અંતસૂધી પણ, છૂટે નહિ અવિકાર. સમજો૦ ૨
ટાળે દુખ પાળે ઘર સઘળું-સંભાળે, શુભ નાર;
પુણ્ય સહાય પ્રજા ઉપજાવે, પોષણ કરે અપાર. સમજો૦ ૩
દમ્પતિ સુખ સમ્પતિનું સાધન, પ્રેમ નેમ નિરધાર;
પ્રેમ વિના ઘરવાસ બેહુનો, વ્યર્થ થાય અવતાર. સમજો૦ ૪
જનની-જનક વશ રહે બાળા, તરુણી પતિ આધાર;
વૃદ્ધપણામાં પુત્રો પાળે, સ્વતંત્ર નહિ કુળનાર. સમજો૦ ૫
બહુ સુખભોગ અરોગ રહે સહુ, યોગ ક્ષેમ ઉપકાર;
ક્ષેમ વધૂ તે થાય વધૂથી, યોગપુરુષ પર ભાર. સમજો૦ ૬
ભાર્યા ભોગ્ય અધિક વૈભવથી, ભર્તા ભોગવનાર;
ભોક્તાને આધીન ભોગ્ય છે, એજ વિવેક વિચાર. સમજો૦ ૭
કુશળ કર્મથી શર્મ લઈ બે, ધરે ધર્મ આચાર;
દુખકર પરવશ પરમ નરકકર, નહિ કરવો વ્યભિચાર. સમજો૦ ૮
એ દામ્પત્ય કહેછે વેદો-ચાર, પુરાણ અઢાર;
ગોવર્ધન પ્રભુ જનમન આપી, જનમ ન વારંવાર. સમજો૦ ૯

( શાર્દૂલવિક્રીડિત. )

નારી નિત્ય રહે પ્રસન્ન ન મુકે, સૌભાગ્ય ચિન્હો કદા,
સંભાળે ઘર સાફ વસ્તુ સઘળી, પાત્રાદિ રાખે સદા;
જે સંપત્તિ વિપત્તિ હોય ઘરમાં, તે ના જણાવે કદી,
રાખે લાજ સમાજમાં જઇ જનો, પાસે ન નાખે વદી. ૧
ઝાઝું બાહર ના ફરે, પરનરો સાથે ન વાતો કરે,
લજ્જા ચિત્ત સદા ધરે ન જનમાં, ઉંચે સ્વરે ઉચ્ચરે;
સેવા પ્રેમ ભરે કરે પ્રિયતણી, તેના શ્રમોને હરે,
કાંઈ ગુપ્ત ન આચરે ગુરુજનોની શીખ તે આદરે. ૨
નારી નિત્ય સહાય થાય પતિ જે, ધર્મો કરે તેહમાં,
કો કાળે પ્રિયથી વિયોગજ નહિ, ઇચ્છે રહી સ્નેહમાં;
પાળે પોષણથી પ્રજા અશુભ જે, ધારે ન તે દેહમાં,
સંભાળી સહુ વાપરે સ્વપતિ જે, લાવી મુકે [1]ગેહમાં. ૩

( પુરુષવિષે. )

સદ્ધર્મો કુલ રીતિ નીતિ ગુરુની, લજ્જા નહિ છોડતાં,
સંભાળેજ સતીતણું મન સદા, પ્રેમા ખરો જોડતાં;
દુઃસંગ વ્યભિચાર પાતકથકી, સ્ત્રીને બચાવી રહે,
તેને સાથ લઈ સ્વધર્મ કરતો, આ લોક લાભો લહે. ૪

( ગરબો. )

સંસારતણો સુખસાર, સહુ જન ચાહે છે,
સુખ ઇચ્છા સરિતામાંહે, કોણ ન નાહે છે? ૧
અનુકૂળ સહુ સુખમૂળ, એક ગૃહાશ્રમ છે,
તેવણ લૌકિક સુખસિદ્ધિ, એજ મહાશ્રમ છે. ૨
ગૃહ આશ્રમનું પણ મૂળ, અતિ અનુકૂળ વધૂ,
પ્રિય બોલ અમોલ વિચાર, કાપે દુઃખ બધું. ૩
આ લોકે સુખ આલોક, વિદુર વદેછ સહી,
પ્રિયવદના પ્રિય વદનાર, નાર ત્યાં સાર કહી. ૪
અનુસરી સમયનો સાર, રસમય વચન કહે,
હિત પરમ ધર્મનું અર્થ, સમર્થ સમાઈ રહે. ૫

૧ ઘરમાં.

ઉપદેશતણા ત્રણ ભેદ, શાસ્ત્ર વખાણે છે,
ત્યાં ક્લેશરહિત ઉપદેશ, સ્ત્રીનો જાણે છે. ૬
જેમ દેશપદેશ[1] નિદેશ,[2] શ્રુતિ ઉપદેશ ભણે,
સ્મૃતિ શાસ્ત્રતણો ઉપદેશ, મિત્ર સમાન ગણે. ૭
મૃગનયનાનો ઉપદેશ, રસમય લાગે છે,
જેથી અનુરાગ અથાગ, મનમાં જાગે છે. ૮
ધરિ પ્રીતિતણી શુભ રીતિ, નીતિ વિવેક કહે,
પ્રિય વચન રચનથી ત્યાં, મન ઉત્સાહ લહે. ૯
સહુ સારવિષે જે સાર, તે નિરધાર કરે,
વ્યવહાર વિચાર અપાર, કહી વિકાર હરે. ૧૦
કવિ વાણી જાણી એમ, ક્ષેમ કરી ચારુ,
કાન્તા સમ સુખ ઉપદેશ, મુખ કરવાસારુ. ૧૧
કવિ ઉક્તિ જે કરિ ઉપદેશ, જનમન લોભે છે,
તે "પ્રિયંવદા"[3] એ નામ, ધરીને શોભે છે. ૧૨
તે ધર્મ અનર્થની નીતિ-રીતિ વખાણે છે,
કરે તત્ત્વતણો ઉપદેશ, શાસ્ત્ર પ્રમાણે છે. ૧૩
નૃપ ભરતપિતાને[4] શુદ્ધ, શાકુંતલ પરણી,
અનસૂયા પ્રિયંવદા બે, સખીઓ ત્યાં વરણી. ૧૪
અનસૂયા[5] રહે મનમાંહ્ય, પ્રિયંવદા મુખમાં,
તો મુનિજન જન્મિ નાર, સુમતિ મળે સુખમાં. ૧૫
નર મણિ મણિલાલ રસાળ, કવિ નય વિનયનિધિ,
એ પ્રિયંવદા સરજનાર, એકજ વદન વિધિ.[6] ૧૬
એ રુચિર ચરિત્ર પવિત્ર, મિત્ર મહારા છે,
જન હિત રત અતિ મતિમાન, સત્હૃદય સારા છે. ૧૭
દિન દિન ઉદયી એ મિત્ર,[7] કરુણાનિધિ રાખે.
હરિને ધરિને મનમાંહ્ય, ગોવર્ધન ભાખે. ૧૮

૧ રાજા. ૨ આજ્ઞા. ૩ માસિકગ્રંથ હાલમાં "સુદર્શન." ૪ દુષ્યંત રાજા. ૫ જે કોઈનેવિષે ઈર્ષા ન રાખે એવી. ૬ બ્રહ્મા. ૭ આ ગૃહસ્થની મુંબઈથી બદલી થતાં કવિરાજે એક મેલાવડામાં શીઘ્ર કહ્યું હતું કેઃ—

(રોળાવૃત્ત.)

દૂર નયનથી જાય, તિમિરમાં દીપક જાણે, મિત્ર મણી પરદેશ જવાથી તેજ પ્રમાણે;
એ દીપક છે મિત્ર. દૂરથી પણ અતિ સારૂં, કરશે હરશે ખચિત, સુજન મનનું અંધારૂં.

( ઉપેંદ્રવજ્રા. )

કુલસ્ત્રીઓ ધર્મ અખંડ પાળે, નહિ ત્યજે ક્યાંય વિપત્તિ કાળે;
ગુલાબનાં ફૂલ ઘણાં ઉકાળે, વધૂ સુગંધી જલ ઉષ્ણ ટાળે. ૧

( ઇંદ્રવજ્રા. )

પાગી[1] પતિપ્રેમ સતી રહે છે, પ્યારીપણાનો મદ તે વહે છે,
જે માનવંતી પ્રિયને કહે છે, તે વાતનો ઘાત ન તે સહે છે. ૧

( ભુજંગી. )

વધૂ[2] શીખશે સર્વદા જો સુવિદ્યા, વધૂ સર્વદા તો થશે નાથ હૃદ્યા;[3]
સદૂ સાધશે કામ સારા વિચારે, ભણી કામિનીથી સરે અર્થ ચારે.૧

## પ્રેમપ્રસંશા.

( શાર્દૂલવિક્રીડિત. )

આપે અંગ કુરંગ જંગલવસી, પ્રેમે સુણી ગાનને,
વારંવાર ઉડાવતાં અલિ અટે, ઇચ્છે ન તે માનને;
પ્રાણોને જલહીન દીન પયથી, ના મીન રાખી શકે,
પ્રેમે પૂર્ણ પતંગ પાવક પડે, પીડાથકી ના ટકે. ૧

( દોહરા. )

ખરો પ્રેમ નહિ જ્યાં લગી, ત્યાં લગીજ ઉપચાર,
સ્નેહ પછી ઉપચાર તે, દીસે કપટ વિચાર. ૧
દહિં મીઠું મીઠું મધુ, મિશ્રી મીઠી દ્રાખ;
જ્યાં જેની મન લગન તે, તેને મીઠું દાખ.[4] ૨

( વસંતતિલકા. )

આ અંગ ભંગ ભયકારક કાંઈ જોતે,
આડા પડે વણ કહે પણ પાણિ પોતે;
નિષ્પાપ પાંપણ વિલોચનને બચાવે,
એ પ્રેમ લક્ષણ કહાવણ કામ આવે. ૧

---

૧ નિમગ્ન. ૨ વહૂ. ૩ પતિને મનોહર.

૪ दधि मधुरं मधु मधुरं, द्राक्षा मधुरा सितापि मधुरैव ।
तस्य तदेव हि मधुरं, यस्य मनो यत्र संलग्नम् ॥ १ ॥

( આર્યા-ગીતિ. )

બંધન ધાતુ ગુણ તણું, ઘણું ઘણું નહિ મણા કશી તેમાં;
અતિ દૃઢ અદ્‌ભુત અળગું, બંધન સાધન ખરેખરો પ્રેમા. ૧
માર્ગ કરે કૌતુકથી, કોરી જે કઠિન કાષ્ટ કીટ અલી,[1]
પૂરી પીડ સહે, નહિ-કાપે કોમળ કદાપિ કમળ કળી. ૨
આમ ઘનશ્યામ તનય, પંચનદી ગટ્ટુલાલ ભાખે છે;
શ્રીહરિના ચરણ, અરુણ તરુણ કમળ વમલમાંહે લાગે છે. ૩

## सुसंपमहिमा.

(ગીતિ.)

સુખ સિદ્ધ થાય સહજે, સર્વ મળી સંપસંપદા સાધે;
દુર્બળ તૃણ ગણ વણતાં, દોર બની મત્ત હસ્તિને બાંધે. ૧
જબ્બર વિષધર તાણે, પિપીલિકા પંક્તિ પણ પડે પૂરી;
જલ પૂર દૂર ફેંકે, તીરતણી તુંગ તરુ તતી ચૂરી. ૨
કિરણ તરુણ તરણીતણાં, મણા ધરે નહિ ઘણાં તિમિર હરવા;
શુભ લાભ લક્ષ લેખી, સુજનો કરો સિદ્ધિ સંપ આદરવા. ૩

( ઇંદ્રવજ્રા ).

ધર્માર્થ ને કામજ મોક્ષ ચારે, પામે ખરા પ્રેમતણા વિચારે;
લોકો લહે લાભજ લક્ષ લેખે, સાધી સહુ સંપ ન દુઃખ દેખે. ૧

( રાગ જોગિયો).

અમપર કૃપા કરો જગદીશ, સંપ વધારો હો. ( ટેક. )
સાચો સંપ સકલ સુખરાશ, તેથી સંપતણી મન આશ;
પામ્યા સંપવિના બહુ નાશ, કરો પ્રકાશ, સંપતણો. અમપર૦ ૧
વધે જો સુજનોમાં સંપ, તો આ બેસે વાળી જંપ;
ભાગે દુષ્ટતણો ભય-કંપ, ચિત્તે ચંપ, સુજન દયા. અમપર૦ ૨
પ્રભુજી પરમ પ્રજાનો પોષ, કરજો કરી સંપ સંતોષ;
હરજો દૂર દુરિત દુખ દોષ, કરીને શોષ, રોષતણો. અમ૦ ૩
રાખે સુજન સંપ નિરધાર, છોડી છલ કલહાદિ વિચાર;
કરે પરસ્પર પરઉપકાર, બહુ અધિકાર મેળવતાં. અમપર૦ ૪

---

૧ ભમરો.

(રાગ કાફી.)

"ભવાની મા કરોની અમ સાર"—એ રાહ.

સૌથી સમજી સાર, સુજનો સંપજ સેવો. (ટેક.)
સ્વાર્થે સઘળા સહજે સરશે, કરશે સુજશ પસાર. સુજનો૦ ૧
વિખ જેવો વિખવાદ વિસારી, વારો વૈર વિકાર. સુજનો૦ ૨
વારંવાર વધારો વેગેં, વિનય વિવેક વિચાર. સુજનો૦ ૩
સંપ નાવ સેવેથી આવે, દુખ દરિયાનો પાર. સુજનો૦ ૪
કરો ધરણિ નિજધામ ધીરજ ધરી, સગો સકલ સંસાર. સુજનો૦ ૫
સૌથી સરસ સંપ સંપત આ, સૌ સંપત આધાર. સુજનો૦ ૬
કવિ ગોવર્ધન કહે સંપધન, સુખસાધન નિરધાર. સુજનો૦ ૭

(સાખી-મરાઠી ચાલ.)

સંપ ખરૂં સુખનું સાધન છે, દિન દિન સંપ વધારો,
સંપવિના નહિ સંપત્તિ મુખથી, પણ કહેવાય વિચારો;
યશે સંપથી લાભવિષે, પ્રતિ દિવસ વધારો સારો,
સંપથકી અવિકંપ જગતમાં, યશનો થાય વધારો. ૧

(જોગીઆ ચાલની લાવણી.)

સલાહ સંપ સાધી સહુ સુજનો, સુખદ સભાનાં કામો,
સિદ્ધ કર્યાં સઘળાં મેળવિયાં દેશ વિદેશે નામો;
સંપથકી મન એક કરીને, ધન સાધનમાં જામો,
મુંબઈ વસ્ત્રતણા વ્યાપારી, મંડળિ સૌ સુખ પામો.[1] ૨

(ઝિંઝોટી-તાલ ઠુમરી.)

તેમજ હવે પછી પણ સુખકર, સમજાશે જે કાજે;
તેજ સિદ્ધ સઘળાં કરવાને, કરો સંપની પાજે.[2] ૧
હૃદય ઉદય ઉદ્યમનો રાખો, કમર કસીને તાજે;
ગોવર્ધન પ્રભુપદ સેવનથી, સર્વોપરી રહી ગાજે. ૨

---

૧ ધી બૉમ્બે નેટીવ પીસ ગુડ એસોસીયેશનમાટે આ કવિતા રચી હતી. ૨ પૂલો.

## कळिकाळनां कष्ट.

( ગીતિ. )

જન મન ધન અનય નવા, આવ્યો કળિ આકરો કૃપાળ હરી;
શ્રુતિ ધર્મ ભક્તિ બોધન, વધારવા આ કરો કૃપાળ હરી. ૧

( ઉપજાતિ. )

વધ્યું કળીનું બળ આજ માનો, ફરી ગયો ભૂતળ આ જમાનો;
જ્યાં ત્યાં કરે નાસ્તિક દાબ ચેતો, બુદ્ધિ બચાવોજ કદા બચે તો. ૧

( માલિની. )

બહુ બળિ કળિ કાળે, કોપ કીધો કરાળે,
ગુણિ ગણ ગુણ ગાળે, ચાલિયું ચિત્ત ચાળે;
પ્રભુવણ ભય ભાળે, પીડથી કોણ પાળે,
અધ અઘટિત બાળે, દીનનાં દુઃખ ટાળે. ૧

( ત્રિઓટી-સવૈયો. )

કળિકાળ કરાળ ખરાખર જો, વ્રજપાળ કૃપાળ કૃપા કરજો; (ટેક.)
કરજોડી કહ્યું મનમાં ધરજો, કરજો બહુ જન્મતણાં હરજો. ક૦ ૧
નવ કપટ ઝપટ ભવ ખટપટને, હરવા ચટપટ ચિત આદરજો. ક૦ ૨
કવિ ગોવર્ધન મનમાંહિ ધરી, નિજચરણ હરી દુઃખ ઉદ્ધરજો. ક૦ ૩

( શિખરિણી. )

નવા લોકો આવે, કુમતિ અતિ લાવે જન મને,
અજાણ્યાને બોળે, રમત મત રોળે જનમને;
સુમર્યાદા છોડે, પ્રબળ ખળ તોડે ભજનને,
ભ્રમે ભૂલે ઘેલા, અવર ન મળે લાભ જનને. ૧

સહૂ સીધે સૂધા, શુભ અરથ સારા કરમથી,
ઘણાં રત્નો પામ્યા, સુર અસુર રત્નાકર મથી;
પ્રભૂમાં વિશ્વાસે, સ્થિર કર સુધી રાગ મનથી,
વધૂ પંથે પ્હોચે, નરવર સુધીરા ગમનથી. ૨

( લલિત. )

ચરણ ચાહના ચિત્ત ચોડવા, છળ છટા છબી છેક છોડવા;
ધરમ ધારવા ધીર આપજો, હરિ! કરી કૃપા પાપ કાપજો. ૧

કમ કરે કળા કાળ આ કળી, બુધ બધાતણી બુદ્ધિ આકળી;
જગત છાઇ અજ્ઞાન વાદળી, નૃપ નડે નવા નાખવા દળી[1]. ૨
ભરત ભૂમિમાં ભીખ વારવા, સર સદા વસો ભાવ ધારવા;
પ્રભુ! દિયો બુડ્યાં શાસ્ત્ર તારવા, સરસ દાવ શોભા વધારવા[2]. ૩

## ક્રોધ.

(દોહરો.)

ક્રોધ લોભ મદ મોહ ને, મત્સર એ રિપુ જાણ;
તેઓમાં સહુથી અધિક, મોટો ક્રોધ પ્રમાણ. ૧
બાજ બને રિપુ એ તણાં, સઘળાં સારાં કાજ;
તે સઘળા રિપુ થાય છે, એક ક્રોધનું બાજ. ૨
હોય નેણ બે સાફ જ્યાં, રોગતણો નહિ ગંધ;
તોય બને જન રોષથી, એકજ પળમાં અંધ. ૩
બળ બાંધી રિપુ મારવા, કરે ખરેખર શોધ;
મારી ન શકે પ્રબળ અરિ, દેહ વસેલો ક્રોધ. ૪
ક્રોધ પા ઘડી જાળવી, કરે ન કાંઈ કામ;
કદી સુયશની પાઘડી, તજે ન તે સિર ઠામ. ૫
તખત ચઢે જે વખતમાં, સખત ક્રોધની ઝાળ;
બાળ ઘણી સંભાળથી, જાળવજો તે કાળ. ૬

(રથોદ્ધતા.)

કાંક રીઝ સુકૃતેજ કાં કરી, કાક-રીતિ ધરિ કીર્તિ કાંકરી;
આક રીશ તજ ચાલ આકરી, આ કરીશ નહિ જેમ આ કરી.[3] ૧

---

૧ આ કળિકાળ વિદ્યાસંબંધી કળા કામ કરે છે. સર્વ પંડિતોની બુદ્ધિ 'આકળી' વ્યાકુળ થઈ ગઈ છે. અજ્ઞાનરૂપી વાદળી સર્વ જગત્‌માં છાઇ રહી છે અને તેણે અંધારૂં કરી દીધું છે. નવા નવા રાજાઓ ધર્મ વગેરેને દળી નાખવા તૈયાર થઇ રહ્યા છે. ૨ હે પ્રભુ! આ ભરતખંડની ભૂમિમાં વિદ્યાના અભાવથી ભીખારીપણું ભરાયું છે. તે મટાડવા અને તમારેવિષે ભાવ ધારણ કરવા સદા 'સર' દ્રવ્ય વગેરેની આવ વસો. બૂડી ગયેલાં શાસ્ત્રો તારવા માટે સરસ 'દાવ' સારૂં ટાણું આપો કે તેથી ભરતખંડની શોભા વધે. ૩ સુકૃત કરવા કાંઈપણ 'રીઝ,' પ્રસન્નતા ધર; કાગડાની રીતિ પકડીને પોતાની આબરૂના કાંકરા કાં કરી નાખ? આકડાનાં વૃક્ષ જેવો અંધતા લાવનારો ક્રોધ છોડ; આ પોતાની ચાલને આકરી કરીશ મા. જેમ આ 'કરી' એટલે હાથી ગંભીર ચાલે ચાલે છે તેમ ચાલ.

(સોરઠા.)

ખળનો એજ સ્વભાવ, દિયે દુઃખ પર હૃદયને;
ધરે ન તરુ અરિભાવ, કંટક વાગે જનપદે. ૧
દુખનો એજ ઉપાય, ધરે શાંતિ આવર્ણ મન;
કંટકનું દુખ જાય, જોડા ઘાલે પગવિષે. ૨

## कन्याविक्रयनी क्रूरता.

(પદ-સોરઠ.)

સુજનો સમજો સાર અસાર. (ટેક.)
કરો હૃદયમાં ઉદય ધર્મનો, ધરો વિવેક વિચાર. સુજનો૦ ૧
આપી પ્રથમ એકને કન્યા, સત્યતણો આધાર;
એ કન્યા અન્યાયથકી, દેવાય ન બીજી વાર. સુજનો૦ ૨
કોઈ કહે જો ગાળ સુતાને[1], મુખમાત્રે ઉચ્ચાર;
તોપણ નવ સેવાય સુજનથી, ચિત્તે ચડે વિકાર. સુજનો૦ ૩
બહુ દિન સ્વમુખે કહી એકને, નિજ જમાઈ નિરધાર;
બદલી બીજો કરે જમાઈ, આ કેવો આચાર? સુજનો૦ ૪
કરી દીકરી નાર એકની, ફરી અન્યની નાર;
એવા પાપ તાપ કરનારા, તરે કેમ સંસાર. સુજનો૦ ૫
પ્રાણીને વાણી દઈ તોડે, જાણી કાચો તાર;
તેમાં મોટા મુનિજન મનુમુખ, માને દોષ અપાર. સુજનો૦ ૬
કન્યાજનથી અધિક વજનના, રૂપિયા ઘણા હજાર;
લઈ જીવતા જનને વેચે, અસ્થિ ચર્મ આકાર. સુજનો૦ ૭
વચને મને એકને આપી, જે કન્યા ઉપકાર;
તે બદલ્યાથી નામ પૂનર્ભૂ, કહે શાસ્ત્ર વિસ્તાર. સુજનો૦ ૮
કરી કપટની કરણી પરણી, ધરણીમાં તે નાર;
અને પુનર્ભૂ પતિ નિજ હાથે, દોષ પોષ[2] કરનાર. સુજનો૦ ૯
પ્રથમ ઠરાવી ભાર્યા છોડે, લઈ પૈસાનો ભાર;
એથી ઉત્તમ કુળને નવ કાં, લાગે લાજ લગાર. સુજનો૦ ૧૦

---

૧ દીકરી. ૨ વધારો.

જ્ઞાતિતણું અપમાન કરે જે, મનમાં રાખી ખાર;
તે તેનું ફળ કેમ ન ચાખે, એ સૌને નિસ્તાર.* સુજનો૦ ૧૧
સંપ સંપદા સાધી છોડો, વૃથા પરસ્પર ખાર;
ગોવર્ધન પ્રભુ ગોવર્ધન ધર, સેવો સદા ઉદાર; સુજનો૦ ૧૨

## प्रस्ताविक–काव्य.

(ગીતિ.)

કમળ નયન કમળાપતિ, કમળાયુધ કમળ નાભના અમલ;
પદ કમળ કુશલ ધરતાં, હ્દયકમળમાં સમે અખિલ સમલ. ૧
શ્રી હરિપદ અનુરાગે, સર્વત્ર વિરાગ થાય પરમ શુચિ;
પીતાં સુધા સુરપ્રિય, અપર મધુરમાં રહે નહિંજ રુચિ. ૨
જળ લિપિ જેવા વૈભવ, મેળવતાં છે પ્રયાસ માનવને;
તરુતલ મહલ વસો સ્થિર, શાંતિ વરીને પ્રિયા સમાન વને. ૩
સર્વેન્દ્રીય શક્ત તનૂ, મતિ અતિ નિર્મળ જરા જરા નાવે;
ત્યાં સુધી ધર્મ ધરો, બેસો ભાવે સુભક્તિને નાવે. ૪
નહિ તત્ત્વ વિચાર સદશ, વિકારને વાર વાર વારણનું;
કારણ શુભ ધારણનું, અસાર સંસાર પાર તારણનું. ૫
આર્યતણો ઉદય ઘણો, થજો ભજો હરિતણા સદા ચરણ;
આશિષ 'આર્ય સમુદય' રૂપ લહો નિત રહો સદો ચરણ. ૬
હરિપદ ચટકે અટકે, સુખ પટ કટકે ઝરી લપા પટકે;
જે ઝટ ખટપટ ઝટકે, ભવ નવ ભટકે જરી ન પાપ ટકે. ૭†
તજિ પુષ્ટિ અન્ન ઔષધ, કરી કરી આકરી કરી નકરી;
બળવાન બને કેમજ, કોઇએ પણ બાકરી કરી ન કરી. ૮‡

* નિકાલ. † જે પુરુષો હરિપદનો ચટકો લાગવાથી તેમાં અટકે છે, ફક્ત એક લૂગડાના કટકાથી સુખ માનેછે, ઝરીનાં વસ્ત્રો, લપા આદિને પટકે છે, (ત્યાગ કરે છે) ખટપટને ઝટ ઝટકે છે (છોડી દે છે) તે પુરુષો સંસારમાં ભટકતા નથી; અને તેઓનું પાપ જરાપણ ટકતું નથી; અર્થાત્ તે સદા નિષ્પાપ રહેછે. ‡ શરીરને પુષ્ટિકારક અન્ન ઔષધ તજીને નકરી (કેવળ) આકરી કરી (કડણુ પથ્ય) કરી કરીનેજ મનુષ્ય બલવાન કેમ બની શકે? બાકરીને ખૂબ ખવરાવીએ તો શું હાથી બની શકે? કોઈપણ બુદ્ધિમાને બાકરીને (કરી) હાથી કરેલ નથી. તેમ મનુષ્ય પણ પુષ્ટિ એટલે ભગવાનનો અનુગ્રહ કરનાર ભક્તિરૂપ અન્ન, તથા જ્ઞાનરૂપ ઔષધ છોડીને આકરી કરી જેવો કઠિણ સદાચાર કેવળ ઢોંગથી પાળે, તે ઈશ્વર સાક્ષાત્કારરૂપ બળને કેમ પામે? આસુર જીવ શું ઈશ્વર સાક્ષાત્કારના અધિકારીઓ થાય? બાકરી શું હાથી થાય?

તે છે દીન દયાળૂ, નગરી જેણે રચી સુદામાની;
શ્રીકૃષ્ણમૂર્તિ ભજ રે, તજ રે સંસાર તું સદા માની. ૯
હરિ મન થયું દ્વિજ ધનિક, કરવા રેસમજ[2] આપવા ખાતે;
સભય[3] રમા ઝટ ઝાલી, કર વારે સમજ આપવા ખાતે. ૧૦
વંદું હરિના નખમય, ચંદ્ર રહ્યા ચરણ ચારુ પંકજમાં;
ધારી શું નિજપદમાં, ન રાખવો કાંઇ વૈરપંક જમા. ૧૧
કલિત મહાકલિ તમ હો, વર ન રમા સંપ દાવ સોમ નથી;
કરુણાકર કરુણાકર, વર-નરમાં[4] સંપદા વસો મનથી.[5] ૧૨
બહુ વાર માર ધરવા, સંસારવનેં[6] અપાર ઓ ચરવા;
નિકળ્યા નરપશુ ફરવા, કરવા ન વિચાર સાર આચરવા. ૧૩
હૃદય ઉદય ધર્મતણો, ધરોજ હરિપદ-સરોજ[7] રોજ ભજો;
છોટા છેક છળોને, નકામ[8] એ ક્રોધ કામ કામ તજો. ૧૪
કામ ઘણાં હમણાં છે, હરિ ભજશું જોઈ કાલ[9] નીરાંતે;
એમ વિચારે ધારે, નહિ પણ શું થાય કાલની રાતે. ૧૫
તે કાલ પર ન રાખો, બની શકે આર્ય કાર્ય આજજ તે;
અલ્પોપયોગિ અસ્થિર-તજિ, બહુ ઉપયોગિને ચિરસ્થ સજો. ૧૬
નર ભવસાગર તરવા, અવર સુકર કોયબી ઉપાય નથી;
આરાધ માધવ કારણ, વિશુદ્ધ મન ભક્તિ ધન ઉપાય નથી. ૧૭
ઈશ્વર લક્ષ્મીવરની, લીલા લોકાનુસાર એ ધારો;
નય નયનથી નિરીક્ષણ, નિપુણ નરો નીતિ નિત્ય નિર્ધારો. ૧૮
સુંદર વધૂ[10] વધૂ[11] ધન, ભવન[12] તવ નવું અનેક નોકર છે;
વૈભવ વૃથા ભવજલથી[13] તારણ કારણ રમેશનો કર[14] છે. ૧૯

---

૧ તાત્પર્ય એ કે, ઈશ્વરભજન કરિયે તો દ્રવ્યાદિક વૈભવો પણ સુદામાનીપેઠે પોતાનીમેળે મળી આવેછે. ૨ રેશમ જેવું કોમળ. ૩ ભગવાન્ સુદામાના બીજી મુઠી પવા ખાવા લાગ્યા ત્યારે લક્ષ્મીજીને ભય થયો તેથી હાથ ઝાલી વારવા લાગ્યાં. ૪ ઉત્તમનર. ૫ પોતાની મેળે. ૬ સંસારરૂપી વનમાં. ૭ પદકમળ. ૮ નકામું જે ક્રોધનું કામ છે તેને તજો. ૯ કાલ એટલે વખત જોઈ નીરાંતે હરિને ભજશું એમ લોકો વિચારેછે, પણ એ કોઇ વિચારતું નથી કે કાલની રાતે શું થશે?! ૧૦ સ્ત્રી. ૧૧ વધારે દ્રવ્ય. ૧૨ ઘર. ૧૩ સંસારરૂપ સમુદ્ર. ૧૪ હાથ.

આજ ઘણું રાજતણું, કરિયું કાલે અપાર કાજ મને;
એમ વૃથા વય ખો મા, નહિં પોતાના ન પારકા જમને. ૨૦
આવે સહુ લેવા ધન, હરિ નવ દશમાં સખા તરત પાસે;
એકજ કરે ગરભમાં, હરિ નવ-દશ માસ ખાતર તપાસે.[1] ૨૧
જો ન જણાય નૃપતિ મન, થાય ન વિશ્વાસ ખાસ વા પરવા;
તો નિજ શુભ ઇચ્છુ નરે, સ્વતંત્ર ઉદ્યોગ કો ન વાપરવા. ૨૨
ઝટ કેશ પટે ખટકે, રહસ્ય ન ટકે વધૂ મને લટકે;
લટકે મટકે સટકે, કટકે કટકે કહીં કહીં પટકે.[2] ૨૩

( પરચુરણ વિષયોમાં આવેલી. )

નિકળી નગરીમાંથી, પાદરમાં હોંસ વેગથી સીતા;
ત્રણ ચાર ભરી ડગલાં, ફરી ફરી પૂછતી અતિ વિનીતા. ૨૪
આપણ વસવાનું વન, આવ્યું કે આ થકી હજી દૂર;
એમ વચનથી પ્રથમજ, ઉપજાવે રામ નેત્ર જલપૂર. ૨૫
નિર્ભય સુખથી સૂતી, ચંચલ ચમકી ઉઠે તરત ત્રાસે;
નિદ્રા અલસ વિલોચન, ખોલી બોલી શકે ન પિયુ પાસે. ૨૬
આ કો નહિ નહિ કહતી, બંધાઈ બાહુ પાસમાં કંપે;
પ્રિયમુખ ચુપ ચુપ સુણતાં, લાજ મદન કૌતુકે જરા જંપે. ૨૭
જો પ્રથમ હોય પરિચિત, ઓચિંતું પ્રિયતાણું વદન જોતે;
સંભ્રમ ભય વિસ્મયથી, દાબે રસનાગ્ર દાંતથી પોતે. ૨૮
અણુ ચેતવે ઉઠાડી, અમંદ આનંદ આ વિલાસતણો;
જે મેળવે નહિં તે, ભૂલ્યો તરુણી નજીક તરુણ ઘણો. ૨૯
ચેતન સંગે ચેતન, મતિ જડ ઉપનેત્ર તુલ્ય ઉપયોગી;
ભ્રમ-સંશય નિશ્ચયને, તમ-રજ-સત્ત્વે લહે સકલ ભોગી. ૩૦
મનન કરી ધર્મવિષે, કામ તજે શત્રુઓ ન કામ થશે;
મન ન કરી ધર્મવિષે, કામ તજે શત્રુઓ ન કાં મથશે. ૩૧

---

૧ સખા એટલે મિત્રલોકો નવદશામાં એટલે સારી દશામાં સૌ તરત તરત ધન હરી લેવા પાસે આવે, પરંતુ માતાના ગર્ભમાં તો કેવળ હરિજ નવ માસસુધી વા દશ માસસુધી ખાતર તપાસે છે. ૨ જેમ સ્ત્રીઓ પટ-વસ્ત્રને અને કેશને ખટકાથી એટલે ચોંપથી સંભાળી શકે છે તેમ વધૂના (વહુના) મનમાં રહસ્ય વધૂ ન ટકે. તે બાહેર લટકે એટલે પ્રકાશિત થાય. અને તેઓના લટકા મટકામાં તે રહસ્ય સટકે એટલે દૂર જાય. પુરૂં કહેવા ન ઈચ્છતી હોય તોપણ થોડે થોડે કરી તે રહસ્ય કેટલેક ઠેકાણે કહી નાખે.

સૂનું સૂનું વિના ઘર, વળી વધારે વિના સખા સાર;
વિદ્યાવણ શૂન્ય દિશા, ધનોવિના શૂન્ય સર્વ સંસાર. ૩૨
પાપી નિજ પરમ સગું, પેટ ગણે તે ભરાય જો થોડે;
પત્ની પતિવ્રતા પણ, પુત્ર પિતા માત જાતને છોડે. ૩૩
રીઝે મૂર્ખ સૂણીને, મળતાં સહસા રમા નિજ વખાણ;
ચોખાને છોડીને, કોણ લહે સાર માનિ જવ ખાણ. ૩૪
પ્રબળ દવાનળથી પણ, ચિન્તા સંતાપ સંતતજ બાળે;
પ્રથમે બાળ્યું દીસે, બાહેર દીસે ન મન બળે ઝાળે. ૩૫
ગુરુવર ચરણ પરિચરણ, ને વણ નિજ દેવ સેવના કીધે;
ક્યાંથી વિદ્યા પામે, સુરપતિ પણ પરમ સંપદા લીધે. ૩૬
ક્લેશ શ્રમવણ ઉત્તમ, અર્થો સીધે સમસ્ત સુકૃતિ તણા;
પૂર્વ અવતાર ધારણ, સંસ્કાર-બળે વિચારતાં હમણાં. ૩૭
સ્ત્રી પુત્ર જીવ સઘળું, ધન ઘર યશ ભૂપની કૃપા છોડી;
કળિમાં મિત્રજ માટે, કો પકડે સર્વ નાશને દોડી. ૩૮
જે આળખે બરાબર, મંડળ ને તંત્ર યુક્તિ સહુ જાણે;
મંત્ર અધિક સંભાળે, તે રાજા સર્પ જાળવી માણે. ૩૯
અલિ નિજ નિપુણપણાથી, પી આવે કુસુમનો સકલ સાર;
પાછો કાઢે મુખથી, તેજ થકી થાય અવર ઉપકાર. ૪૦
તો સુખ શું જો કરતાં, વય સઘળું જાય પારકું કામ;
નિજ સુખ મગ્ન રહે જો, તો ખોટું થાય નરપ એ નામ. ૪૧
બહુ દેશ કાળ ઘટના, યોગે સિંચ્યાં ઘણાં સુબુદ્ધિ જળો;
જે મૂળે તે ફળશે, ચાણક્ય નીતિ વેલી આજ ફળો. ૪૨
કુળ લાજ માન ને યશ,–છોડી વેચી શરીર ધન લોભે;
પરવશ થયા પછીથી, કેમ અહિત હિત વિચારવું શોભે. ૪૩
લઘુ તિલક પત્ર વિરહિત, કીધી વનમાં[1] વિરાજતી વનિતા;
આભરણ પુષ્પ પટકી, તેણે પવને યથા લતા લલિતા. ૪૪
લક્ષ્મી ઉભી બે પગ, મંત્રીને ભૂપ મસ્તકે રાખી;
સ્ત્રીચાપલ્ય થકી તે, એક તજી એકપર રહે આખી. ૪૫
આશાથી જેવા શ્રમ,–થી મોહોટો કર્યો મને માતા;
સેવા તેવી કુસુતે, કરી ખરી તાહરી સ્વપદ જાતાં.[2] ૪૬

૧ સ્ત્રી પક્ષે જળમાં અને લતા પક્ષે જંગલમાં. ૨ ખરી.

હે સુંદરી ઉપકોશા, તેં આખો જન્મ જાતડી ગાળી;
હા!! આ કૃતઘ્ન માટે, અંતે તનુ મૃદુલ અગ્નિમાં બાળી. ૪૭
સુખ લવ પણ મુજવણ તું, નવ ભોગવતી હતી અતીવ સતી;
કેમ ગમી મુજ છોડી, સુખનિધિ સુરલોકમાં થતી વસતી. ૪૮
પામ્યો વિમોહ નિદ્રા, બકવા ઇત્યાદિ હું વિવશ લાગ્યો;
જાણી બોધક વાણી, કરુણાકર ગુરુતણી સુણી જાગ્યો. ૪૯

(કવિતાસંબંધી.)

કાવ્ય થકી યશ ધન ને, વ્યવહાર જ્ઞાન અશુભનો નાશ;
તરત પરમ સુખ કાન્તા, પેઠે ઉપદેશ થાય સવિકાસ. ૫૦
સર્વત્ર સ્થિર યશ કર, ધન સાધન દુઃખ પાપહર કવિતા;
સર્વ સમયના સર્વે, વ્યવહારતણો પ્રકાશ કર સવિતા. ૫૧
તરત પરસુખદ વનિતા, જેવા ઉપદેશ સરસ કરી આપે;
મૃતને પણ અમર કરે, ન હોય તે પણ ખરૂં કરી થાપે. ૫૨
શક્તિ અને શાસ્ત્ર જગત, કાવ્યતણા જ્ઞાનજન્ય ચતુરાઈ;
કાવ્ય કુશલ શિક્ષાથી, પરિચય મળિ ત્રણુજ કાવ્ય કૃતિદાઈ. ૫૩
સુંદર પદની ચાલે, અધિક અલંકાર સાર ધારણથી;
ઉત્તમ ગણાય સુમુખી, કવિતા નિઃશેષ દોષ વારણથી. ૫૪
શૃંગાર હાસ્ય અદ્ભુત, કરુણ અને વીર રૌદ્ર ભય જાણો;
બીભત્સ શાંત ભક્તિ, જીવન કવિતા તણું રસ વખાણો. ૫૫
આચાર વૃત્તિ[1] વાળી, જુદી જુદી રીતથી સરસ જાણી;
બહુ ગુણ લક્ષણવંતી, કવિતા વાણી વધૂ શુભ વખાણી. ૫૬
કવિતાની રીતિ કહી, ચારજ ઉપજી જુદે જુદે દેશે;
વૈદર્ભી ને ગૌડી, લાટી પાંચાળની સદુપદેશે. ૫૭
પ્રથમ તૃતીય દ્વાદશ, માત્રા ચરણ ધરી નિયમ રીતિ;
જેમાં બીજે ચોથે, અઢાર માત્રા કહી સહી[2] ગીતિ. ૫૮

---

૧ (અનુષ્ટુપ.)

શૃંગારમાં કૌશિકી ને, વીરમાં વૃત્તિ સાત્વતી;
રૌદ્રાદિમાં આરભટી, બીજે સર્વત્ર ભારતી. ૧

૨ આ ચાર ગીતિમાં વરરુચિના વિલાપનું વર્ણન છે.

( જ્યોતિષસંબંધી. )

હોયજ તિથિ એક ગુણી, બળમાં નક્ષત્ર ચોગણું જાણો;
ચોસઠ ગુણ લગ્ન કહ્યું, જ્યોતિષ સિદ્ધાંત એ હ્રદય આણો. ૫૯
લગ્ન સુલગ્ન બનેછે, ક્રૂર ગ્રહ હીન સૌમ્ય ગતિ પામી;
મળશે લાભ ઘણેરો, પ્રમાણ જો થાય ચન્દ્રબળ જામી. ૬૦

( સ્રગ્ધરા. )

કો હું કો દેશ કાલો, સમ વિષમ ગુણ ને શત્રુકો કોણ મિત્રો;
શી શક્તિ શા ઉપાયો, ફળપણ વિધિનાં કૃત્ય કેવાં વિચિત્રો;
એમાં શા છે જવાબો, અડચણ ફળમાં થાયછે કોણ કામે,
એ ચિંતા રાખનારા, નરવર સુખથી સિદ્ધિયો સર્વ પામે. ૧

( પૃથ્વી. )

ન ઔષધ થકી મટે, પ્રબળ શું થયો રોગ છે,
મહાગ્નિ વિષતુલ્ય શું, નૃપતિ કોપનો યોગ છે;
અલભ્ય પર કામિની, પ્રણય પાશમાં શું પડ્યો,
અશક્ય તુજ પેઠ શું, સુહ્રદ નાશ તેને નડ્યો. ૧

( શાર્દૂલવિક્રીડિત. )

કાન્તા શાંતિ અનંત ધૈર્યજ પિતા, જેની ક્ષમા માત છે,
જેને બ્હેન દયાજ સત્ય સુત ને, ચિત્તસંયમ ભ્રાત છે;
શય્યા ભૂતલ આ દિશાજ કપડાં, ને જ્ઞાન છે ખાનમાં,
આવું શુદ્ધ કુટુંબ હોય ભય શું, તે યોગિના માનમાં. ૧
આરંભે હલકા ન કાંઈ ભયથી, મૂંગાજ બેસી રહે,
આરંભી વચલા વિઘાત મળતાં, વચ્ચે વિરામો લહે;
વારંવાર હજાર વિઘ્ન દળતા, તે પાર પામે ખરા,
તે સર્વોત્તમ છે ન કાયરપણું, ને બીક જેને જરા. ૨
શું પીડાય ન ભારથી ધરણિને, ધારી રહ્યો શેષ આ,
થાતો શું રવિને નથી શ્રમ ભમે, જે કાળ નિઃશેષ આ;
શ્રેષ્ઠો કાયર પેઠ કામ તજતાં, પામેજ લજ્જા ઘણી,
ધાટી શૂર અજીતને પગ પડે, બેડી પ્રતિજ્ઞા તણી. ૩
બાલ વ્યાલ કરાલ અગ્નિ-તણખો, શાર્દૂલ નાનો યથા,
પાળ્યો જે ખળપુત્ર વત્સલ નૃપે, તેથીજ પામ્યો વ્યથા;

આખો વંશ ગયો સ્વયં પતિ થયો, હું બુદ્ધિબાણે અહીં,
બેઠો તેહ હણીશ દૈવ ખળનું, જો વર્મ[1] થાશે નહિ. ૪
જે દેશાંતરમાં નિરંતર રળી, સંપત્તિઓ મેળવી,
તેથી શું નહિ મિત્રમંડળ સુખે, જે ભોગવે કેળવી;
જેને જોઇ બળે ન શત્રુ બળિયા, તેવા ઘણા અર્થ છે,
ઘાટા નિર્જન રાનમાં સુમ ફળો, જેવા ખરે વ્યર્થ છે. ૫
હાથી અંકુશ વશ્ય અંકુશ કહો, શું તે કરી કેટલો?
દીવાથી સહસા ટળે તમ ઘણું, શું દીપ છે તેટલો;
તૂટે પર્વત વજ્રથી પવિ[2] નથી, મોટો ખરે મૂળમાં,
તેજસ્વી લઘુ હોય તોપણ બલી, વિશ્વાસ શો સ્થૂલમાં. ૬
માને માલિકને મનુષ્ય સઘળા, સંપત્તિમાં દેવતા,
આશાથી વિરલા વિપત્તિ સમયે, સાચે મને સેવતા;
સ્વામી સ્વર્ગ ગયા પછી પણ કરે, ઉદ્યોગ જે આકરો,
તેના કાર્યતણો સદા સુલભ તું,-જેવા નથી ચાકરો. ૭
પ્રેમી કાયર મૂર્ખ હોય જન તો, તેથી લહે શું ધણી,
સાધે બેદિલ બુદ્ધિવંત બળિયો,-બી સિદ્ધિ શી તે તણી;
પ્રજ્ઞા પ્રેમ પરાક્રમો પ્રયતનો, પૂરા વસે જેહમાં,
તે ભૃત્યો[3] નૃપના સુકૃત્ય અવરો, કાષ્ઠો કહ્યાં ગેહમાં. ૮
થોડો કાળ દિનેશના ઉદયથી, જે રાગ પામી જરા,
થોડું આગળ દોડિયા તરુવરો, છાયા સ્વરૂપે ખરા;
દેખી તેજ વિહીન તેજ સહસા, ઊભા મુખો ફેરવી,
પ્રાયે વૈભવ શૂન્ય માલિકતણી, ભૃત્યો તજે પેરવી[4]. ૯
લક્ષ્મી આશ્રય હીન જેમ કુલટા, બીજા જનોને ગઈ,
લોકો સ્નેહ તજી ગતાનુગતિકો, તે ત્યાંજ લાવ્યા જઈ;
આપ્તો નિષ્ફલ ઉદ્યમો થઈ ધુરા, કાર્યો તણી ના ધરે,
જીવ્યા મસ્તક હીન અંગ સરખા, તે તો હવે શું કરે? ૧૦
ભર્ત્તા સાગરને બહુ પ્રિય ગણી, મેલી થઈ અંતરે,
ગંગા ક્ષીણ થઈ હતી અતિ સતી, રસ્તે ચઢાવી ખરે;

---

૧ કવચ. ૨ વજ્ર. ૩ ચાકરો. ૪ મલયકેતુના ઉદય વખતે દેશાંતરના રાજાઓ વગેરે જે પુરુષો થોડો સમય પ્રીતિ પામી તેને ભજતા હતા, તે સઘળા તેને અસ્ત સમય આવતાં છોડી છેટા થઈ જશે, એવો આમાં અર્થાન્તર ન્યાસ અલંકાર છે.

મુક્તામાળ તરંગ જાળ જળ એ, વસ્ત્રો ધરાવી ફરી,
દૂતી જેમ ચલી ભલી શરદ આ, સાથે લઈ સુંદરી. ૧૧
બીડાયાં કમળો તણી રજનિમાં, શોભા ઘણી જીતવા,
મીચાયાં નયનો યુવા તરુ વિના, લાવણ્યવલ્લી નવા;
ફેલાઈ ક્ષિતિમાં[1] સ્મરે[2] જગતને, જીતી ઉતારી ધરી,
જાણે ચાપલતા તજી ચપલતા, સૂતી લસે સુંદરી. ૧૨
જેના બાહુ મૃણાલ[3] નાલ શશિને, જીતે છટા આસ્યની,[4]
ને કાળાં કમળો સમાન નયનો, મંદ સ્મિતો ચાંદની;
જેની ચાલ મરાલ[5] બાલ સરખી, રંભારુ[6] પીનસ્તની,
સોહે નાજુક પાતળી તનુલતા, શું વીજળીથી બની. ૧૩
પોતાની કરશક્તિથી તરત જે, અર્થો હરી દૂરના,
તેનો ભોગ કરે નિરંકુશ ફરે, તારા મહા પૂરના;
કાને ચંચળ ચારુ ગંધ મદથી, તે અંધ ઉંચા ચ્હડે,
હાથી ભૂપ પરોપકાર તરુને, તોડીજ ખાડે પડે. ૧૪
ગુર્વાજ્ઞા અનુસારથીજ ગુરુતા, મેં તો ખરી આ હરી,
તેથીબી મતિ અંધ ઘોર તમમાં, જાણે પડી માહરી;
લોકો ઉદ્ધત બુદ્ધિ જે ગુરુતણા, સન્માન તોડે ખરે,
તેની દુસ્સહ દુર્દશા અતિ અરે, તે દોષ કેવી કરે? ૧૫

(વસંતતિલકા.)

આંખો ગઈ પ્રથમ પાછળ ચિત્ત મ્હાંચ્યું,
ત્યાં બે રહી સ્થિર ફરી, ફરવા ન સોચ્યું;
હું આંખને મનવિના, પ્રભુ વિશ્વ ઈશ;
જાઈશ ક્યાં પઠન જીવન શું કરીશ? ૧
જે બુદ્ધિ વૈભવ બળે પણ તુલ્ય શક્તિ,
ઉદ્યોગશીલ સમજે સઉ મર્મ યુક્તિ;
ને અર્ધ રાજ્ય હર નોકરને ન મારે,
તે તો નૃપાળ નિજ કાળ નજીક ધારે. ૨
પામી અખંડ મહિમંડળ રાજ્ય જામી,
નામી નૃપાળ કરવા ક્ષત નંદ કામી;

---

૧ પૃથ્વીમાં. ૨ કામદેવ. ૩ કમળોના તંતુવાળી દાંડી જેવા. ૪ મુખ. ૫ હંસ. ૬ રંભા એટલે કેળ જેવી જેની ઉરુ એટલે જંઘા.

લાગ્યો સમુચ્ચ કરિ કુંભ યુગ સ્થલોમાં,
તે કામિની કુલ કઠોર કુચાચલોમાં[1]. ૩

( સોરઠો. )

નંદ બન્યો મતિમંદ, મત્ત ગજ મદસદન;
તરત મળ્યું સ્વચ્છંદ, રાજ્ય ન મોહે કેમ મન. ૧

( ઉપજાતિ. )

જે ભૂપનાં હોય ન કોય મોટાં-કાર્યો, કરે તોય વખાણ ખોટાં;
જીહ્વા ન થાકે નૃપને વખાણે, મિથ્યા અને સત્ય ન ચિત્ત આણે. ૧
શાસ્ત્રો ભણી પંડિત થાય પોતે, આયુષ્ય કાઢે નૃપ આસ્ય જોતે;
તૃષ્ણા તણો એ સઘળો ફજીતો, ભજે ન ભૂપાળ બુધો નહિ તો. ૨

( દોહરા. )

આ ઉંચે શું વીજળી, પણ ઘન વણ નવ હોય;
હશે ચંદ અંદર વધૂ, ચઢી વિમાને કોય. ૧
કામ-શૃંખલા દૃષ્ટિથી, બંધાયા વણ અર્થ;
બન્ને પદ[2] પણ ચાલવા, ન થયા જરા સમર્થ. ૨

( શિખરિણી. )

વહે સ્વામીથી તો, ભય અનુગતામાં જન રહી,
સમીપસ્થોનું તો, હૃદય ભય છોડે નહિ સહી;
મળે જોકે મોટાં, પદ ખળ જનો દ્વેષજ કરે,
ઘણે ઉંચે પ્હોંચ્યા, સુજન પડવાનો ભય ધરે. ૧
પડ્યા સૌકો ભાંગી, કુળ સદૃશ મોટા વિસરણે,
સૂકાયું સાધુનું, હૃદય-સર આ મિત્ર મરણે;
કુદૈવે ઉદ્યોગો-સદૃશ તરુ પામે ફળ નહિ,
તૃણે ઢાંકી પાપે, અબુધ મતિની પેઠજ મહી. ૨

---

૧ અખંડ ભૂમંડળનું રાજ્ય પામી તેવા રાજ્યમાં જામી નામી નંદનૃપતિ કામી થઇ, મત્ત હાથીઓના ઊંચા અને પીન કઠિન બંને કુંભસ્થલોમાં ક્ષત એટલે અંકુશના આઘાત કરવા લાગ્યો. અને કરિકુંભની પેઠેજ ઉચ્ચ પીન અને કઠિન બંને ઉત્તમ કામિનીઓનાં કુચ-પર્વતોમાં પણ ક્ષત એટલે કર-નખોથી આઘાત કરવા લાગ્યો. અર્થાત્ હાથીઓ વગેરેની સ્વારીથી ફરવામાં અને અનેક કામિનીઓ સાથે કામકેલી કરવામાં નિરંતર લાગી ગયો. ૨ પગલું.

(પૃથ્વી.)

મહા કઠિન તીક્ષ્ણ તે, પરસુ-ઘાત વૃક્ષો સહે,
નિરંતર કબૂતર ધ્વનિ-થકી રડંતાં રહે;
કળી સ્વજન વેદના, અધિક નિઃશ્વસંતા અહી,
વ્રણો સ્વતનુ કાંચળી, સકલ ઢાંકિ બાંધે સહી. ૧

(દોહરા.)

વંદું નિર્ધનતા ભલી, તુજથી સિદ્ધિ અપાર;
દેખું હું સૌને મને, દેખે કો ન લગાર. ૧
ન્યાયે અર્જન ધનતણું, રક્ષણ વર્ધન સાર;
અર્પણ સારા સ્થાનમાં, એ છે નીતિ વિચાર. ૨
મુર્ખ વૃથા વઢતાં લહે, નહિ ધરતી કે આભ;
તેમાં ત્રીજો તારવે, તરત તત્ત્વનો લાભ. ૩
કુટિલ કટાક્ષે કામિની, કર્ષી કાઢે ચિત્ત;
લહે રહસ્યજ સહજમાં, જેમ ભૂમિગત વિત્ત. ૪
જરા ન રાખે ધીર નર, પ્રાણ હાણમાં હાર;
પ્રિય પોતાના પ્રાણથી, ગણે શત્રુ અપકાર. ૫
લક્ષણથી અનુમાનથી, પ્રતિભાથી પ્રતિમાન;
પામી પંડિત પારખે, જગ કરબદર સમાન. ૬
અતિ અપમાન કરી ફરી, આદર આડો આંક;
પછી પરોળે પોકીઉં, પહેલે કાપી નાક. ૭
હેતુ ત્રણ પુરુષાર્થનો, સુખ સાધન સખ મૂળ;
જન્માંતર ફલ બંધ હર, ઈશ્વર મન અનુકૂળ. ૮
નીતિ નિદર્શનથી સુનર, નરતી નાખી રીત;
પામો પર પદવી ધરી, પુરુષાર્થોપર પ્રીત. ૯
શૂર ધીરનું શસ્ત્ર તો, ઉદ્યમ એકજ હોય;
પેસે સૂતા સિંહના, મુખમાં મૃગ નહિ કોય. ૧૦
પારદની પેઠે ચપળ, ચતુર નાર ગુણસાર;
અચતુર આતુર નરસહિત, કરે કદી ન વિહાર. ૧૧
પ્રાકૃત પણ ન સહે તરત, રમત રસતણો ઘાત;
જગપ્રભુતા ધરતા નૃપતિ, કેમ સહે તે વાત. ૧૨

આપ મરણુથી સકલ જગ, મરણુ થાય નિરધાર;
નિજ જીવે જીવે જગત, ન ગત જીવમાં સાર. ૧૩
આ ચારે પુરુષાર્થનો, એક જીવ આધાર;
જીવ છતે ધર્મે બને, સૌ અધર્મ પરિહાર. ૧૪
પૂંજી પામી ઉદ્યમે, સહૂ મેળવે અર્થ;
વણુ પૂંજી ધન મેળવે, શ્રમથી તે અસમર્થ. ૧૫
વણુ સાધન જન મેળવે, સહસા ધન જો મિત્ર;
તો ન થાય કાં ચિત્ર[1] જો, કરે ભીંત[2] વણુ ચિત્ર. ૧૬
જે શીખે તે આવડે, એમ થયો બુધરાજ;
કરુણા સર્વેશ્વર તણી, શું નહિ સાધે કાજ. ૧૭
નિર્ધનને પણુ જે મળે, વિદ્યાથી આનંદ;
ખાનપાનથી પશુ૫હે, તે ન લહે નૃપ મંદ. ૧૮
ઉત્તમ કુળપણુ કામિની, રહિ રહમાં[3] હરકોય;
સુંદર નર જોતાં ચપળ, ચિત્ત તેતણું હોય. ૧૯

( સોરઠો. )

મન કરવું ગંભીર, જો નજરે દીસે મરણુ;
અધિક ધારવી ધીર, દીન-વચનથી થાય શું? ૧

( અનુષ્ટુપ. )

સખા તેવો ન કરવો, શત્રુનો મિત્ર શુદ્ધ જે;
સહાય એવો ધરવો, સદા તેથી વિરુદ્ધ જે. ૧
સદા સ્વાર્થે ગણે રાજા, પ્રજાના અર્થનેજ જો;
પરતંત્ર અનેકોની, તો તે શી ભોગવે મજો. ૨
શરણાગત રક્ષાથી, શિબિ જેવી ધરો ક્ષમા;
કીર્તિ મોટી મેળવોછો, મિત્ર મારા પરોક્ષમાં. ૩

( ઉપજાતિ. )

પ્રસન્ન જેને પ્રભુજી પ્રણામે, સુખી રહી તે વરધામ પામે;
વિદ્વાન્ વળિ વૈભવવાન્ પ્રતાપે, અખંડ ભૂમંડળ કીર્તિ થાપે. ૧

( વસંતતિલકા. )

જો શિષ્ય ઠીક વરતે ગુરુ તો ન મારે,
રોકેજ જો સ્વજન જાય પથે નઠારે;

---

૧ આશ્ચર્ય. ૨ ભીંત એ ઉપલક્ષણ એને ફળિતાર્થ આધાર. ૩ એકાંત.

તેથી સ્વતંત્ર ગુરુ બુદ્ધિ-સમૃદ્ધ સારા,
શિષ્યો સદૈવ પરતંત્ર અમો બિચારા. ૧

(દોહરા[1].)

ઉજ્વળ અંબર ધારતી, ઉડુગણ મોતી માળ;
હંસ હાસ્યવાળી કરો, તમ શુભ શરદ વિશાળ. ૧
શરદ કમળમાં ઉઘડતાં, સ્થિરતારક અલિ એમ;
અરુણ સજલ કરજો કુશલ, ઉઠતા હરિના નેન. ૨

(ગીતિ.)

કીધા બળનિધિ વિધિયે, શત્રુ ગજોને પછાડતા હેઠે;
ન સહે નૃપાળ સિંહો, આજ્ઞાનો ભંગ દાઢની પેઠે. ૧
કુલભૂષણ ઉજ્વલ મુખ, આભૂષણથી થતી બહુ તમારી;
શોભા જેમ શરદમાં, શશિ તારાયુક્ત સાંજની સારી. ૨

(માલિની.)

જય જય ઘન જેવા, વિષ્ણુ જે સિન્ધુરૂપ,
જય જન નયનોના, ચન્દ્રમા ચન્દ્રગુપ્ત;
વણ બળ દળનારી, શત્રુ પક્ષો અભીતિ,
સકલ જય કરેછે, આર્ય ચાણક્ય નીતિ. ૧

(દોહરો.)

બહુ ભૂષણ વસનો ધરે, નથી થતા સરદાર;
અવિહત આજ્ઞાવંત પ્રભુ, તમ સમ તેજ ઉદાર. ૧



# स्फुटकाव्य–प्रकरण.

## इश्वरस्तुति.

(પદ–સોરઠ.)

શ્રીહરિ વરસો કૃપા અપાર. (ટેક)
વરસ વરસ તમ કૃપા વરસથી, તરસ ટળે નિરધાર. શ્રીહરિ૦ ૧
શ્યામ મેઘ સમ આપ રૂપનો, વેદો કરે વિચાર;
પીળું અંબર અમર વીજલી–પેઠ કરે ચમકાર. શ્રીહરિ૦ ૨

[1] આ કવિતામાં ચંદ્રગુપ્ત ભૂપની સ્તુતિ છે.

આર્ય ગૃહસ્થો તરુવર જેવા, દીસે પરમ ઉદાર;
છાયા કરી ઘણું ફળ આપે, કરે લોક ઉપકાર. શ્રીહરિ૦ ૩
ભૂપર તે ઉપર વરસાવો, પ્રભુજી કરુણા-ધાર;
પુષ્પિત ફલિત થાય તે સઘળા, સહુ શાખા વિસ્તાર. શ્રીહરિ૦ ૪
બહુ ફેલાવ સંપના વેલા, સુજન વૃક્ષ આધાર;
દીન દ્વિજો તેનાં ફળ ચાખે, અતિ મીઠાં અવિકાર. શ્રીહરિ૦ ૫
વાધે દૂર દૂર દેશોમાં, નદી પૂર વેપાર;
નિર્ધનતા તટ જરૂર ચૂરણ, થાતાં થાય ન વાર. શ્રીહરિ૦ ૬
આર્યસ્થાન સરોવર પૂરણ, ભરો સકલ સુખસાર;
શુદ્ધ થઈ ત્યાં સ્નાન પાનથી, તાપ તજે નરનાર. શ્રીહરિ૦ ૭
નિજજન ચાતક તાપ વિઘાતક, જોઈ આપ અવતાર;
ગોવર્ધન કવિ મોર ગાય ગુણ, કરી શબ્દ ઉચ્ચાર. શ્રીહરિ૦ ૮

(બિભાસ.)[1]

વંદું દીનપતિ ઉદિત ઉદાર, ઉદિત ઉદાર પતિ ઉદિત ઉદાર;
તિમિર વિમોચન વિશ્વ વિરોચન, જન લોચન આધાર. વંદું૦ ૧
પાછળથી નિજ વૈરી વધિયો, કાળો જે અંધકાર;
નિજ પતિ પદ્મિનીને આપ્યું, તેણે દુઃખ અપાર. વંદું૦ ૨
તે દેખી રવિ રક્ત થયા છે, અતિશય ક્રોધ વિકાર;
પ્રિયા પરાભવ દેખી કુલગુરુ, કેમ ન થાય વિકાર. વંદું૦ ૩

(ઇંદ્રવજ્રા.)

શ્રીકૃષ્ણ ટાળો બહુ વિઘ્ન જાળો, સદ્ધર્મ પાળો કરુણા નિહાળો;
દીસે કરાળો કળિ ધર્મ કાળો, સદ્બોધ-નાળો અમ ચિત્ત વાળો. ૧

(ઉપજાતિ.)

ગોદાવરી ગોમતિ ગંગ ગાય, ગિરિંદ્ર ગોઠે ગુણ ગોપ ગાય;
ગુંજા ગળે ગુંફિત તે ગમે છે, ગોપાળ ગોપી-ગણમાં રમે છે. ૧

(શાર્દૂલવિક્રીડિત.)

આપો મંગળ નામ નિત્ય હરિનું, પાપો હરો સર્વથા,
તાપો દૂર કરો ખરો હૃદયમાં, સદ્ધર્મ થાપો તથા;

---

૧ પર્ણકુટીમાંથી નીકળીને રામે કરેલી ઈશ્વરસ્તુતિ.

ગંગા ને શિવ પાર્વતી જનકજા, શ્રીરામની સત્કથા,
પ્રાતઃકાળ કરી ધરી વદનમાં, કાપોજ સર્વે વ્યથા. ૧
હે લક્ષ્મી જગમાત! જેમ હરિમાં, સારી તમારી રતિ,
જેવું સૌભગ ભોગવો જગપતી, શ્રીવિષ્ણુ પામી પતિ;
તેવો પ્રેમ સદાય શુદ્ધ પતિમાં, રાખો દઈ સન્મતિ,
ને સૌભાગ્ય અખંડ મંડિત કરો, સંપત્તિ સારી ગતિ. ૨

( ગીતિ. )

તર્ક તજો સુમતિ સજો, માન મજો ભોગવો સુર સમાનો;
ધર્મ ધરો કર્મ કરો, ભર્મ[1] ભરો ભક્તિને સુરસ માનો. ૧
પુનરુદય આર્ય સમુદય,-તણો થયો જે કૃપાથકી આવો,
પ્રતિવર્ષે કૃપાવર્ષક, તે ભારતવર્ષ માંહે ફેલાવો. ૨
શીત થઈ નિજ લઘુતા, સન્માર્ગે સિરે ધરે ન મોટાઈ;
હે પ્રભુ તમ જન જેવા, દિન આ નહિ તાપ ભોગવે કાંઈ. ૩
કરુણાર્દ્ર કૃષ્ણ લોચન, કવિજન જીવનજ વર્ણવે શાથી?
અમસમ અતિ અધમતણું, જન્મેછે સકલ જીવનજ આથી. ૪

( આર્યા. )

શ્રી ગોવર્ધનધારી, શ્રી નવનિત પ્રિયેશ મથુરેશ;
શ્રી બાલમુકુંદ ભજે, જશેજ જે જન્મ-મર્ણના ક્લેશ. ૧

( શાર્દૂલવિક્રીડિત. )

વિદ્યા ધર્મ વધારજો જન મને, સિદ્ધાંત નિરધારજો,
જીવોદ્ધાર વિચારજો જગવિભો! સદ્ભક્તિ વિસ્તારજો;
શુદ્ધ ગ્રંથ પ્રસારજો કરિ કૃપા, આત્મીય[2] સંભારજો,
દોષો દૂર નિવારજો સુજનને, સંસારથી તારજો. ૧
વિપ્રો વેદ ભણે ઘનો જળતણે,-પૂરે નવાણો ભરે,
પૃથ્વી ધાન્ય ફળે પ્રપૂર્ણ હરિની, સેવા સહૂ આચરે;
ભૂપાળો સુર વિપ્ર ભક્ત નયથી, નિર્લોભ રાજ્યો કરે,
વર્ણો વૈદિક માર્ગને અનુસરે, સર્વે સ્વધર્મો ધરે. ૨

( ગીતિ. )[3]

કુસુમ સમાન મનોહર, રક્ત ધવળ ગાલ છે અધર લાલ;
ચક્ષુ ચળકે તારા, શોભિત ભમ્મર ખરે શશી ભાળ. ૧

---

૧ સુવર્ણ. ૨ પોતાના જનો. ૩ રામચંદ્રજી બાગમાં સીતાજી સામે જોઈ ગાયછે.

મુખડું તજે ન કાંતિ, કાળે બાળે વિંટાયલું તોય;
રવિ નિજ તેજ ન છોડે, આભથકી જો છવાયલો હોય. ૨

(વસંતતિલકા.)[1]

એનો પ્રસૂન ભરથી કર એ નમે છે,
પોતાં સમાન મૃદુ પુષ્પ લઈ રમે છે;
એ રંગ લાલ શ્રમથી વધતો ગમે છે,
તેને સરોજ સમજી ભમરા ભમે છે. ૧

(માલિની.)

કુસુમ કળિ વીણંતી અંગુલી શી બિરાજે,
મૃદુલ કળિ તથાપિ સ્પર્શ થાતાંજ લાજે;
કમળસમ રૂપાળો હસ્ત આરક્ત શોભે,
કિલશય સમજીને પુષ્પની વેલ થોભે. ૧

## મેઘાન્યોક્તિ.

(શાર્દૂલવિક્રીડિત.)

આપે જીવન[2] યાચના વણ ઘણું, છાયા[3] કરે સર્વને,
આપી પોષણ[4] વિશ્વને પણ જરા, પામે ન તે ગર્વને;
પાણીભાર[5] ધરી નમે ગરજના[6], પોતે પ્રસંગે ધરે,
ખારાંને[7] મધુરૂં કરે વદનથી, મેઘો મહાત્મા ખરે. ૧

(ગીતિ.)

ચાતક રાગે માગે, લાગે ઉપયોગ જેટલું મુખમાં;
પાણી પૂરે પૂરે, પૃથ્વી અંબુદ[8] ઉદાર અતિ સુખમાં. ૧

---

૧ સીતાજીને ફૂલ વીણતાં જોઈ રામ ગાયછે. ૨ પાણી. બીજા અર્થમાં આજીવિકા. ૩ છાયડો. બીજા પક્ષમાં રક્ષા. ૪ મનુષ્ય પશુ પક્ષી સર્વના યથાયોગ્ય આહારો. ૫ પાણીનો બોજ. બીજા પક્ષે શક્તિ અને વજન. ૬ મેઘો એટલે વાદળાં વર્ષીને સૂકાય ત્યારે ગર્જના એટલે અવાજ કરે. બીજા પક્ષે મહાત્માઓ પ્રસંગ આવે તોપણ ગરજ ના ધરે. ૭ સમુદ્રના ખારા પાણીને વદન (મુખ) થી મીઠું કરે. બીજા પક્ષે ખારા એટલે કર્ણકટુ વિષયને પણ વદન (પોતાના ભાષણથી) મધુર બનાવે. ૮ મેઘ. ચાતક થોડું માગે તોપણ મેઘ અતિ ઉદાર તેથી ઘણું વધારે આપે.

આ દળ[1] વાદળ કાળાં, મેલાં[2] પણ વરસતાં રુચે મનને;
દેખાય ધવલ કેવળ, શારદ ઘન લાભ શો કરે જનને? ૨

(ઉપજાતિ.)

નાખે ઘણું વારિદ[3] વારિ ધારે[4], સર્વે દ્રુમો પલ્લવ પુષ્પ ધારે;
શકે ન આ અર્ક[5] અભાગ્યશાળી, અહો! પહેલાં પણ પત્ર પાળી. ૧

(ગીતિ.)

આ દીન ચાતક તણા, અશ્રુકણા હાય! જેટલા ઝરિયા;
નહિ મેઘ તેટલા પણ, જલના બક્ષિસ બિંદુ તેં કરિયા. ૧

(ઉપજાતિ.)

આધાર તું ચાતકનો વખાણ્યો, ના કોઇનો અર્થજ એ અજાણ્યો;
તું આપવા તોપણ મેઘ પાણી[6], ચાહે વળી યાચન દીન વાણી. ૧

(ગીતિ.)

જે જલધિનું જરા જલ, લઈ વધી તેં ધરીજ ઉંચાઈ;
તે ઉપરજ ગરજના, કરવી તુજ મલિનને ઘટે ભાઈ. ૧

(દોહરો.)

પ્રીતિ ગરજ નહિ કોઇની, કોથી નથી પિછાન;
તાપ હરે છાયા કરે, રહી જલદ[7] અસમાન[8]. ૧

(ગીતિ.)

જાણે કોણ તુજ સમય, વર્ષીશ હવે ખરેજ જલધારા;
દાદુર મોર બપૈયા, ગુણ ગાનારા ન હોય જો તારા. ૧
ઉત્તમ માર્ગે સ્થિર આ, ઘણા જણાનો સુવૃક્ષ આધાર;
ઘન! તે સીંચ સમય છે, દૂર ગણી છોડવી ન દરકાર. ૨
છેજ ઉજાગર સાગર, નદી સરો કૂપરૂપ દૃશ્ય[9] ધરે;
તોપણ ચાતકને તો, જલદ જલદ એક ફલદ થાય ખરે. ૩

---

૧ સમૂહ. ૨ પુરુષો દેખીતા મલિન કે કુરૂપ હોય તોપણ પરોપકાર કરનારા ઉત્તમજ છે. ઉજળા કપડાં વગેરેથી શંખ જેવા ધોળા ફક દેખાતા હોય પણ માત્ર એક કપર્દિકા (કોડી) ની પરોપકાર અર્થે ન વાપરે તેવા પુરુષો શા કામના? ૩ વર્ષાદ. ૪ ધારાએ. ૫ આકડો. ૬ મનુષ્યપક્ષે અવલંબમાટે હાથ. ૭ મેઘપક્ષે જલદી. ૮ આકાશ. ૯ દેખીતાં.

(વસંતતિલકા.)

જીવેજ જીવન જલાશયથી રહીને,
બીજા દ્વિજો[1] તરત તર્ષ તજે સહીને;
અન્ય સ્થળે ઘન! કદી નજ દીન ભાખે,
સ્વપ્રાણ ઘાતક ન ચાતક ચિત્ત રાખે. ૧

(ગીતિ.)

તત્ત્વજ્ઞ એક ઘનની, ઉંચાઈ તે ખરેખરી લેખે;
જગ સર્વ સગિરિ કાનન, આનન પોષાર્થ જેહનું દેખે. ૧

(ઉપજાતિ.)

આ કાળમાં સ્પષ્ટ ન કલ્પવૃક્ષો, દેવો ન તેવા જન સિદ્ધ દક્ષો;
સર્વાર્થ સાધી સુખકાજ સૃષ્ટિ, સમગ્ર રાખે તુજમાંજ દૃષ્ટિ. ૧

(પૃથ્વી.)

અહો ચપળ વીજળી, ન પળ માત્ર જેવી ટકે,
સમગ્ર જગ સંપદા, સ્થિર ન કોઈ રાખી શકે;
વિચાર શુભ ભાર આ, ઘન ખરે ખરે તું ધરે,
સ્વસાર જળધારથી, સદુપકાર કાજે ઝરે. ૧

(ગીતિ.)

અન્યબી સીંચે સ્વારથ, ચંદન માકંદ[2] કુંદ[3] મંદાર;
ઘનવણ કોણ અકારણ, કરુણ કરે કુતરુ વૃંદનીવાર.[4] ૧
ચાતકને જલધર જો, જલકણ નહિ આપ કેટલાએક;
તો જલ-અંજલી દેવા-લાયક તેની દશા થશે છેક. ૨

(સિંહણનું વચન.)

અતિ ધીર નીર નારદ, ગાજ મુજ ગર્ભે અર્ભ ઉગ્ર ઘણો;
ગજ ગર્જના ગણીને, ઉછળે છે છેક એક માસ તણો. ૧

---

૧ પક્ષિઓ. બીજા અર્થમાં બ્રાહ્મણો. ૨ આંબો. ૩ મોગરો. ૪ નિરુપયોગ અને ખરાબ વૃક્ષ સમૂહની વાર એટલે સહાયતા અથવા તેવા વૃક્ષ સમૂહ અને નિવાર એટલે ખડધાન.

ઝર ઝર જલભર જલધર, હર હર પરિતાપ જેમ સુખ થાય;
દૂર ગમન કર નહિતર, હીમકર કરનિકર જેમ દેખાય. ૨
સેવે સાગર જલધર, જગને જીવાડવા ન નિજમાટે;
ઔર્વાગ્નિ તેજ સેવે, ભરવા નિજ પેટ એક બહુ ધાટે. ૩
પૂર્ણ કળાધર મોરો, ઇચ્છે તુજ શબ્દ માત્ર એ સારો;
એ આપશે ન માની, ચાતકની પેઠ જીવન ધસારો. ૪
મોરો હરિભક્તિ થકી, શું શિવનું નીલકંઠ નામ ધરે;
પ્રભુ ઉપમા ઘનને પણ, નાચે છે જોઈ મત્તમોદ ભરે. ૫

## वर्षावर्णन.

( ભૂજંગી. )

નવા શેઠની પેઠ આ ઉંચ આજે, બની ગર્વથી તે ચઢ્યો મેઘ ગાજે;
પ્રકાશો કરી વીજળી છેક છાજે, જરા વારની સંપદા શી બિરાજે ?
સુમાર્ગે કુમાર્ગે ગમે તેમ નાખી, જળ દ્રવ્ય તે આપ પાસે ન રાખી;
ઘણા ગર્વના સર્વથા શબ્દ ભાખી, થશે ખૂબ ખાલી થતાં સાફ ખાખી.
થયો દ્રવ્ય પાણીતણો તે પસારો, ધર્યા સ્થાન અસ્થાનના ના વિચારો;
જનો માર્ગમાં ચાલતા પાડનારો, જુઓ પાપ જેવો કર્યો ખૂબ ગારો.
વખાણી ઘણું દેડકાઓ બઢાવે, કળા પૂરતા મોર નાચી ચઢાવે;
વળી યાચતા ચાતકો ફોસલાવે, નહિ તત્ત્વ તેનું મને મેઘ લાવે.
ખપી ખૂબ જ્યારે જશે સર્વ પાણી, થશે પક્ષિયો ચૂપ ત્યારે વખાણી;
પછી બોલશે કો જરાબી ન વાણી, હવે સ્વાર્થ આથી નથી એમ જાણી.

( દોહરો. )

ઘણું દ્રવ્ય સહસા મળે, કરવો કેમ વિચાર;
લેજો સજ્જન બોધ તે, આ ઉપરથી સાર. ૧

## वसंतवर्णन.

( ઇંદ્રવજ્રા. )

ગુંજે ગમંતા ભમરા ભમંતા, પુષ્પે રમંતા તરુઓ નમંતા;
ભારે લસંતા નહિ આલસંતા, દીસે વસંતા-ગમમાં વસંતા. ૧

## સમસ્યાપૂર્તિ.

( શાર્દૂલવિક્રીડિત. )

નીચા જે યવનો ભણી ગુણ ગણી, તત્ત્વો લહે વેદનાં,[1]
તેથી ચિત્ત ચળે ચમત્કૃતિ ચઢે, મારે ઘણી વેદના;[2]
આચાર્યો બહુ ધર્મ કાર્ય કરવા, આવ્યા અહીં પાંતમાં.[3]
**અંબાડી[4] ઉંટ શીંગડે જન જુઓ, રાજે રવિ રાતમાં.** ૧
માતા બિંદુક કાઢવા તનયનાં, ભાલે કપાલે[5] ખરે,
લાવી કાજળ જોઇને હરિ હસી, તે પાત્ર હાથે ધરે;
ધોયું કાજળ તે થયું દશનની,[6] આભાથિ[7] લાગે મને,
**ચંદ્રે કૌમુદિ દૈ ખુશીથી નિજની, ધોળો કર્યો રાહુને.** ૨

( ઈંદ્રવજ્રા. )

સ્ત્રીવેશધારી પુરુષો વસેછે, તે રાજરાણી ઉરમાં ઠસેછે;
સદ્ધર્મથી ભૂપ વૃથા ખસેછે, **એ જોઇને મીન મરયો હસેછે.** ૧

( સોરઠો—લાટાનુપ્રાસ. )

હે ! ગુણગણની ધામ, ધામ કામ વિસરાવિયું;
પ્રતિદિન પીડે કામ, કામતણી સંજીવની. ૧

## સૈન્યવર્ણન.

( સાખી—મરાઠી ચાલની. )

તોપો ને બંદુક શસ્ત્રધર, સૌથી આગળ કીધા;
હણહણતા હયવાળા સુભટો, તેની પાછળ દીધા. ૧
સંગરમાં જંગમ ગિરિ જેવા, પછી હજારો હાથી;
પેદલની સેના સાગરસી, પાછળ આપી સાથી. ૨
બહુ હજાર અસવાર વચે નૃપ, ઉંચા ગજપર બેઠો;
દિગ્પતિ જેવા આઠે ભ્રાતા, લઇ રણ અંગણ પેઠો. ૩
દળ વાદળસું ચઢયું પ્રબળદળ, બહુવિધ વાજાં વાજે;
ગજ નિશાન સોહે અતિ અદ્ભુત, સુભટ મેઘસા ગાજે. ૪

---

૧ શ્રુતિનાં. ૨ દુઃખનાં. ૩ વિદ્વાનોની પંક્તિમાં. ૪ ઉંટને તે વળી શીંગડાં હોય ? અને તે ઉપર તે વળી હાથીઉપર હોયછે તેવી અંબાડી સંભવે ? ૫ ગાલ. ૬ દાંત. ૭ કાન્તિ.

ગોળિ બાણુ એકદમ વરસે, પડે કરાસા ગોળા;
એ ઘમશાણુ થકી કાયરના, મનમાં ચોળા પોળા. ૫
મ્યાન તજી તરવાર ચલંતી, ચમકે વીજળી જેવી;
ભૂમંડળ ઇન્દ્રે આરંભી, અદ્‌ભુત વર્ષા તેવી. ૬
ફેલાયે ચોફેર સમરમાં, રુધિર નદીનાં પૂર;
એ વર્ષામાં છત્ર વહે સિર, કોણુ તણું મગદૂર. ૭
માર માર ને કાપ કાપમાં, થયો માંસમય ગારો;
જે નિષ્કલંક ચાલે ત્યાં તે, કોણુ તણોજ સહારો[1]. ૮
અંબર ઇન્દ્ર ધનુષમાં દીસે, પટ બહુ રંગ ધજામાં;
ભટ ચાતક સંતોષ્યા બંદી, બોલે મોર મજામાં. ૯

( મન્દાક્રાન્તા. )

વર્ષા મેઘાન્વિત ગગનની તુલ્ય આ ખડ્ગ કાળો,
યુદ્ધોત્સાહે પુલકિત પડે, હાથના સખ્ય વાળો;
દીઠું જેનું બળ રિપુકુળે, જંગ કેરે અખાડે,
મિત્ર સ્નેહે પરવશ મને, સાહસે તે લગાડે. ૧

( વસંતતિલકા. )

જો હોય તિવ્ર મતિ તોપણુ યોગ્ય સેના,
લેવી ખરા નિજ સહાય, સહાય તેના;
જાણી વિભેદ કરવા, ધરવા પ્રકારો,
દેવો સહાય બળને ઉપકાર સારો. ૧

( ગીતિ. )

રામે રાક્ષસ રાખ્યો, સાથે સુખ દુઃખમાં સમાન કરી;
આપી લઇને નગરી, સહાયને તેજ તૃણુ સમાન કરી. ૧

## केशरेहिंद विक्टोरिया.

( સાખી-મરાઠી ચાલની. )

શ્રીહરિ અધિક આયુ સુખ સાધન, સંપતિ સઘળી આપો;
ચક્રવર્તિ વિક્ટોરિયા રાણી, અવિચળ તમને થાપો. ૧

---

૧ આશ્રય.

આજ થયો શુભ કાજ સાજ નિજ, રાજ સમાજ સુધારો;
પ્રબળ પ્રતાપ અનળ જ્વાલથી રિપુ,-તરુણુ તરત સંહારો. ૨
સુખદાયક ભારત નાયક પદ, લાયક તમને સારૂં;
આર્યસ્થાન સન્માન દાન ગુણુ, ગાનજ કરે તમારૂં. ૩
ભરત ભૂમિનાં ભાગ્ય ભલાં છે, ભૂખ ભીખ ભય ભાંગો;
જીતો જારે જુગતથી જગતિ, તમ જશ જગમાં જાગો. ૪
પ્રથમ હતા અહિં યવન ભુવનપતિ, જોર જુલમ કરનારા;
જબર જમાવ જમાવી જગમાં, જન જીવન હરનારા. ૫
તે સમયે અહિં પરમ ધર્મનું, કર્મ નરમ દરશાયું;
સુમ ધામ ધાંધલ ઘેસતનું, ઘોરણુ ધરા ધરાયું. ૬
સખ્ત વખત એ ગયો જ્યારથી, તખ્ત તમે શોભાવ્યું;
લાખો લેખે લોકોનું દિલ, લક્ષ લઈ લોભાવ્યું. ૭
પરમ પ્રેમ પ્રજાપર પાળો, પેખી પુત્ર પ્રમાણે;
માત મળી મન માની માની, મનુજો મોજો માણે. ૮
મહિ માલક થઈ મનમાં માનો, મોટી મમતા માયા;
સજે મજા તુજ પ્રજા ઉજાગર, ભુજા અમરતરુ છાયા. ૯
વેદ વગેરે વિદ્યા વાણી, વિનય વિવેક વધારો;
વિમલ વિચાર વિપુલ વૈભવ વશ, વૈરી વૃંદ નિવારો. ૧૦
જીતિ જગત જન ભીતિ પ્રીતથી, નીતિ રીતિથી વારો;
આપો આર્યોને પણુ પ્રેમે, અતિ ઉત્તમ અધિકારો. ૧૧
નમ્ર નરેશ વિદેશ દેશના, હુકમ હમેશ ઉઠાવે;
સાથ સજી સેના દલ વાદલ, દિલ્હી દર્શન આવે. ૧૨
ગામ ગામમાં ધામ ધામ પ્રતિ, ધૂમ-ધામ છે લાગી;
ઠામ ઠામ ઉદ્દામ દામ દઇ, કામ હામ અતિ જાગી. ૧૩
તમતાણું ભાષણુ જન ભયભંજન, ભૂપોને મન ભાવે;
જન વસુકુમાર કુસુમમાળાની, માફક શીશ ચ્હડાવે. ૧૪
ભરતખંડ જન તન ધન વિદ્યા, ધરમ સકળ પ્રતિ પાળો;
પાળી પોષી પૂર્ણુ પ્રેમથી, પ્રજા સુકીર્ત્તિ ઉજાળો. ૧૫
કરી પ્રણામ હરિને ચરણે, ગોવર્ધન કવિ માગે;
સજો વિજય વિક્ટોરિયા રાણી, ભજો પ્રજા અનુરાગે. ૧૬

( ગીતિ. )

જન સુખની મુખ બોલે, અવર ધરણિપતિ તણો નિકરવાતો;
વિક્ટોરિયાજ જન્મી, પ્રજાતણી સુખ સમૃદ્ધિ કરવા તો. ૧
ભયભંજન મદ ગંજન, મન રંજન નીતિ રીતિ ભાજનની;
યોગ્ય વજનની જનની, તમે વધારો સદા પ્રભા જનની. ૨
ક્ષિતિપતિ અતિ નીતિ તત્પર, તમ વચન વહે સદૈવ આ શીશ;
આર્ય સુધર્મોદય જન, આપો ઉલ્લાસ સર્વ આ શીશ. ૩
ધરો ધર્મ ધરણીમાં, સર્વ જન મણિ પ્રભા વધારીને;
માગે શ્રીહરિ પાસે, ગોવર્ધન વિપ્ર ભાવ ધારીને. ૪

## सवाईबहादुर खेंगारजी.

( શાર્દૂલવિક્રીડિત. )

જેણે વિશ્વવિષે વિહાર કરવા, ઇચ્છા ધરી આદિમાં,
જેના નિર્મલ વિશ્વવંદ્ય ગુણનો, વિસ્તાર વેદાદિમાં;
જેણે ભક્ત-મનોર્થ પૂર્ણ કરવા, ધાર્યાં ઘણાં રૂપને,
તે શ્રીકૃષ્ણ કરો સુખી સુવિજયી ખેંગારજી ભૂપને. ૧

( ગીતિ. )

શ્રીખેંગાર મહીપતિ, કરી પ્રજાપ્રીતિ નીતિ આગ મથી;[1]
અરિધરણીઅરણીમાં,[2] પ્રગટ કરો વિકટ કોપ આગમથી. ૧
વિદ્યાબલ ધર્મજ બલ, નયબલ તમ ચિત્ત આ બલો ભાવે;
આપ યશશ્ચંદ્રતણી[3] જન મનને અમલઆબ[4] લોભાવે. ૨
આર્યપ્રજા ન જાણે, શાસ્ત્રકથા સાર્થવેદ નામ[5] નથી;
વિદ્યાવૃદ્ધિ વિચારી, ટાળો આ સુજનવેદના મનથી. ૩
આપ તણાં સુજન ઘણાં, કામ કરે લાવિ કારસા[6] ધનના;
નિત્ય નડો તમરિપુને[7] કામકરેલા[8] વિકાર સાધનના. ૪

---

૧ શાસ્ત્રથી. ૨ શત્રુની ધરણીરૂપ અરણીમાં. ફલિતાર્થ એ કે યજ્ઞમ અરણીમાંથી ( એક જાતનું કાષ્ઠ થાયછે જેમાં મથન કીધે અગ્નિ ઉત્પન્ન થાયછે તેમાંથી ) અગ્નિ પ્રકટ થાયછે તેમ શત્રુની ધરણીરૂપ અરણીમાં અગ્નિ મથન કરી વિકટ કોપ ધારણ કરો. ૩ તમારા યશરૂપ ચંદ્રમાની. ૪ નિર્મલ કાન્તિ. ૫ અર્થસહિત એવા વેદનું નામ ૬ ઘસારા. ૭ શત્રુને. ૮ કામદેવે તમારા કરેલા.

(ઉપેન્દ્રવજ્રા.)

જે ભૂપ દેખી અવરોધરામા,[1] કામી રહેછે અવરો[2] ધરામાં;[3]
તે કોઈ કાળે ન યશો ધરાવે, એ જોઈ કીધે નયશોધ[4] રાવે. ૧

(ઈન્દ્રવજ્રા.)

વિશેષ [5]વિદ્યાપ્રતિભા વધારો, સ્વદેશ લોકો પ્રતિ ભાવ ધારો;
સ્વધર્મ પાળી સ્થિર આપ સારો, દિગન્તમાં સદ્યશ આ પસારો. ૧

(ભુજંગપ્રયાત.)

થઈ સભ્યશૃંગાર [6]આ ધીર માની, તજે ભૂપ ખંગાર આધી[7] રમાની;[8]
ધરે ધર્મની એક રેખા સદાની, પ્રજાનાં સુખો એ કરે ખાસ દાની. ૧

## कुमारश्री जोरावरखानजी.

(દોહરા અંતર્લાપિકા.)

જોર કરી જપ તપતણું, રામા ધનના દાસ;
વદન ન દેખે જેહતું, રતિ મતિ ધરી ઉલ્લાસ. ૧
ખાર તજી મીઠા બને, નવરસ છોડી એક;
જીવન જાણે ભક્તિને, નોખો લહે વિવેક. ૨
જનક જગતનો તે સદા, યત્ન કરીને રાજ;
થાપો થિર તે નૃપતિનું, ઓળખીશું શુભકાજ. ૩

## लॉर्ड रीपन.

(પદ-સોરઠ.)

"કૃષ્ણ કરો યજમાન, અબ તુમ૦"—એ રાહ.

આવ્યા વાઈસરાય, આજે આવ્યા વાઇસરાય; ટેક.
જેમ હર્યો જનતાપ તેમ સહુ, પટપથ તાપ હરાય. આજે૦ ૧
દીપક ઉજ્વળ કાચ પાત્રમાં, ચલકંતા જોડાય;
મત્સર પૂરણ જનના મનના, તાપ સમાન જણાય. આજે૦ ૨

---

૧ અંતઃપુરની સ્ત્રિયો. ૨ બીજાઓ. ૩ પૃથ્વીમાં. ૪ નીતિનો શોધ. ૫ વિદ્યાસંબંધિ ઉત્તરોત્તર ઉત્કર્ષવાળી બુદ્ધિ. ૬ સભાસદોના ભૂષણરૂપ. ૭ પીડા. ૮ લક્ષ્મીની.

ક્ષેત્ર વૃત્તિ કરનાર જનોની, કીધી મોટિ સહાય;
તેથી ભક્ષ્ય વસ્તુનાં તોરણ, ઠામ ઠામ બંધાય. આજે૦ ૩
ધનથી પૂર્ણ થશે આ ધરણી, કરણી તે વખણાય;
તેથી બહુ ધન સાધન વસ્તુ, ઘેર ઘેર શોભાય. આજે૦ ૪
જનમન ગુણથી બાંધી સાથે, લઈ એ નિજ ગૃહ જાય;
આપો ઈશ એ લૉર્ડ રીપનને, દીર્ઘાયુષ્ય સદાય. આજે૦ ૫

## डॉ० नानाभाई.

( મરાઠી ચાલની સાખી. )

નાનાભાઈ હરિદાસ સુત, સૂરત પત્તન વાસી;
ગુર્જર જન થયા પ્રથમજ જે, કીર્તિ મેળવી ખાસી. ૧
બાળપણામાં પિતા મરણથી, અશરણ એ નરવીરે;
પૂરા શ્રમે મેળવી વિદ્યા, સહી વિપત બહુ ધીરે. ૨
છળવા કરી મિશનરી લોકે, ખરી ખરી તજવીજો;
છૂટ્યા ત્યાંથી ઇશકૃપાથી, બચ્ચે ભાગ્યથી બીજે. ૩
ગણિ વિશાળ કાળની કિંમત, ઘણી કીર્તિ ધન બોધો;
મેળવિયા કેળવિયા સુજનો, કરી કાયદા શોધો. ૪
દેવોએ પણ ગુણ લોભે તે, જન મણિ તાણી લીધો;
ગુજરાતી ગુણલુબ્ધ લોકમાં, શોક વધારી દીધો. ૫
વિદ્યા ધન સાધન યશ ને પદ, કેવળ નિજબળ પામી;
એ દૃષ્ટાંત લઈ સુજનોએ, એમજ થાવું નામી. ૬

## आर्यसुधर्मोदयसभा.

( તોટક. )

જન આર્ય સુધર્મ ઉદે કરવા, શ્રુતિ આગમ તત્ત્વ હૃદે ધરવા;
ભવસાગરને સહજે તરવા, શુભ આર્ય સભા થઈ ઉદ્ધરવા. ૧

( ગીતિ. )

આર્ય સુધર્મોદય આ, સભાતણા સર્વે સુજ્ઞ અધિકારી;
સભ્યજનો સંપથકી, સાધો સંપત્તિ સુખતણી ભારી. ૧

## भुलेश्वरपुस्तकालय.

( વસંતતિલકા. )

આ પુસ્તકાલય નિરંતર વૃદ્ધિ પામો,
સારો સભાસદતણાં શુભ સર્વ કામો;
ભૂલેશ્વર સ્થળતણી સ્થિર કીર્તિ થાપો,
વિદ્યા અબોધમય બંધન સર્વ કાપો. ૧

## वर्तमानपत्र.

( ચામર. )

ખરેખરાં જણાય દેશ દેશનાં સુવૃત્ત જે,
સમાધિ સાધિ આધિ તેથકી સ્વચિત્તની તજે;
જનોતણી ઘણી ભણી સુબુદ્ધિની અણી સજે,
વહેજ વર્તમાન પત્ર તે રહે સુખે ભજે. ૧

## सभावर्णन.

( લલિત. )

સુજન ચારસો હિંદુ પારસી, અહિં મળ્યા ખરા શુદ્ધ આરસી;
તરત બુદ્ધિથી બોલ્યું સાંભળે, હૃદય શુદ્ધથી સર્વ લાભ લે.' ૧
સુખદ સર્વદા આ સભા રહો, સુજનતા પુરો, આશ ભાર હો;
સુજન સાંભળે સર્વ કામને, તજિ ધરે કહ્યું તે ન કાં મને. ૨

## बाळलग्न.

( કવિત-મનહર. )

બાળકી ન જાણે વાત જાય કેમ દિનરાત,
કેમ દુર્જનોની ઘાત યુક્તિ કરી ટાળવી;
સાસુ સસરાની રજા પતિ સુખકેરી મજા,
નારી ધર્મ તણી ધજા કેમ વળી પાળવી;
પિતાગૃહ તણાં સુખો એકદમ છાંડી કેમ,
સાસરાંને ઘેર સર્વ વખતજ ગાળવી;
જાણે નહિ બાળા ઓળખે ન વર્ણ કાળા તોય,
બાળલગ્ન તાળાં પુરી શકે કેમ જાળવી. ૧

## પરચુરણ.

(સ્રગ્ધરા.)[1]

કાર્યોપક્ષેપ થોડો, પ્રથમ કરિ ફરિ તેજ ફેલાવનારો,
જે બીજો ગર્ભમાં તત્ફળ ગહનતણો ગુપ્ત ઉદ્ભેદ સારો;
દેખાડી તે વિમર્શો કરિ ફરિ પસર્યા કાર્ય સંકોચકારી,
કર્ત્તા વા નાટકોનો સતત અનુભવે ક્લેશ રાજ્યાધિકારી. ૧

(શાર્દૂલવિક્રીડિત.)

મંત્રી માત્ર અધીન તંત્ર સઘળું, રાખીજ નિશ્ચિંત જે,
નાના બાળક ધાવનાર સરિખો, તેને પરાણે તજે;
રાજા, લોક-કથા અજાણ[2] પયની પેઠે સ્વમંત્રીજ તે,
થોડો બી ન રહી શકે સમય આ, સાનંદ પોતેજ તે. ૧

(વસંતતિલકા.)

મંત્રી તણા દૃઢ ગણાયજ દોષ તાજા,
જેને કરે કુપિત દૂર જરૂર રાજા;
માને બધા જન મહાવતનેજ દોષી,
જેને ન થાય વશ તુંગ[3] મતંગ[4] રોષી. ૧

---

૧ આના બે અર્થ થાયછેઃ—રાજ્યમંત્રી પોતાનાં કર્ત્તવ્ય કાર્યોનો ઉદ્દેશ થોડો પ્રથમ બાહેર મૂકે, પછી તેનોજ ક્રમ ક્રમથી વધારે ફેલાવ કરે, અને જે બીયાં ગર્ભમાં રાખેલાં હોય તેઓનાં ગહન ફળોનો સારો ઉદ્ભેદ એટલે પ્રકટીભાવ ગુપ્ત રીતે દેખડાવે અને બુદ્ધિથી તે બાબતના વિમર્શો (વિચારો) કરે અને અંતે ચોફેર ફેલાવેલાં કાર્યને ચોતરફથી ખેંચી એકઠાં કરે.

તેમજ નાટકોમાં મુખ પ્રતિમુખ વગેરે પાંચ સંધિ હોય છે. પહેલી સંધિમાં કાર્યનો ઉદ્દેશ બતાવે, બીજી સંધિમાં તેનો વિસ્તાર દેખાય, ફળને-માટે ચોફેર વાવેલાં બીયાનાં અતિ ગુપ્ત રહેલાં ફળો ત્રીજી સંધિમાં પ્રકટ દેખાય; મુખ્ય ફળ સિદ્ધ થવાસારૂ ઉપયોગી પક્કા વિચારો ચોથી સંધિમાં થઇ, ચોફેર ફેલાવેલાં કાર્યોનો અતિ ઉચિત સંકોચ પાંચમી સંધિમાં હોય છે. તેથી નાટક બનાવનાર કવિ એ ક્લેશો અનુભવે અથવા તો રાજ્યા-ધિકારી તેવા ક્લેશ નિરંતર ભોગવે છે. ૨ ન દીઠેલા લોક વહેવારથી બિન માહિતગાર. ૩ ઉંચો. ૪ હાથી.

( સ્રગ્ધરા. )

હાથીના સૈન્ય સાથે, અવિચલજ રહે મંત્રિ તે સર્વ છોડી,
તેને ઘોડા સવારો, સહિત અરિ બળો મારવા ખૂબ દોડી;
સંભાળે સર્વ પાળા, બળ નિજ નજરે શત્રુને તેજ કાપે,
વિશ્વાસે સ્નેહ યોગે, શત સમ ગણિયા રાક્ષસો એમ આપે. ૧



# समश्लोकी भगवद्गीता.

## अध्याय पेहेलो.

( સોરઠો. )

ગીતા આગમ એક, એક દેવ દેવકિ તનય;
નામો મંત્ર વિવેક, કર્મ એક તે પ્રભુભજન. ૧

( ધૃતરાષ્ટ્ર કહેછે—અનુષ્ટુપ. )

ધર્મક્ષેત્રે કુરુક્ષેત્રે, યુદ્ધેચ્છુ મળિયા સહી;
મારા ને પાંડુના પુત્રો, કર્યું સંજય! શું તહીં? ૧

( સંજય કહેછે. )

જોઈ પાંડવની સેના, ત્યારે વ્યૂહ કરી રહી;
રાજા દુર્યોધન ગુરુ-પાસે જઈ વધો સહી. ૨
જુઓ આ પાંડુપુત્રોનું, મોટું આચાર્ય સૈન્ય જે;
વ્યૂહયુક્ત કર્યું ધીમાન્, ત્વત્ શિષ્ય દ્રુપદાત્મજે. ૩
ભીમાર્જુનોપમ રણે, મહાધનુષ શૂર ત્યાં;
મહારથ દ્રુપદ છે, વિરાટ વિવિધાન ત્યાં. ૪
ધૃષ્ટકેતુ ચેકિતાન, વીર્યવાન્ કાશિકાપતિ;
કુંતિભોજ અને શૈબ્ય, પુરુજિત્ શ્રેષ્ઠ છે અતિ. ૫
યુધામન્યુ ઉત્તમૌજા, શ્રેષ્ઠ વિક્રમ વીર્યથી;[1]
સૌભદ્ર દ્રૌપદી પુત્રો, સઘળા એ મહારથી. ૬
બ્રાહ્મણોત્તમ તે જાણો, આપણા શ્રેષ્ઠ જે સહુ;
સેના નાયક મારા તે, તમને જાણવા કહું. ૭
આપ ભીષ્મ અને કર્ણ, કૃપ સંગ્રામના જયી;
વિકર્ણ, આપણો પુત્ર, તેવો ભૂરિશ્રવા નયી.[2] ૮

૧ વિક્રમ. પરાક્રમ. વીર્ય. શરીરબળ. ૨ નીતિમાન્.

બીજા પણ ઘણા શૂરા, મદર્થે પ્રાણને તજી;
સઘળા યુદ્ધ નિપુણો, નાનાં[1] શસ્ત્રો રહ્યા સજી. ૯
આપણી તે ન પર્યાપ્ત, સેના ભીષ્માભિરક્ષિતા;
આતો પર્યાપ્ત એઓની, સેના ભીમાભિરક્ષિતા. ૧૦
સઘળા વ્યૂહ-માર્ગોમાં, રહી વાંટા પ્રમાણથી;
ભીષ્મનેજ તમો સર્વે, રક્ષો ચોફેરથી રથી. ૧૧
દાદો તેના હર્ષમાટે, સિંહવત્ ખૂબ ગાજિયો;
કુરુવૃદ્ધ પ્રતાપીનો, ઉંચો તે શંખ વાજિયો. ૧૨
તેથી નગારાં પણવો, શંખ ગોમુખ ભેરિયો;
એક સાથે ઘણાં વાગ્યાં, શબ્દ ભીષણ તે થયો. ૧૩
પછી શ્વેત હયેયુક્ત,[2] મોટે રથ બિરાજિયા;
કૃષ્ણ અર્જુન બન્નેના, દિવ્ય તે શંખ વાજિયા. ૧૪
પાંચજન્ય હૃષીકેશે, દેવદત્ત જયી નરે;
પૂર્યો પૌંડ્ર મહાશંખ, ભીમકર્મા વૃકોદરે. ૧૫
અનંત વિજયી[3] રાજા, યુધિષ્ઠિર પૃથાભવે;
સુઘોષ મણિપુષ્પાખ્ય, ચોથા પંચમ પાંડવે.[4] ૧૬
મહારથ શિખંડી ને, કાશ્ય શ્રેષ્ઠધનૂ નકી;
ધૃષ્ટદ્યુમ્ન વિરાટાખ્ય, અપરાજિત સાત્યકી. ૧૭
દ્રુપદ દ્રૌપદી પુત્રો, રાજા! સર્વસ્થળે હુવા;
અભિમન્યુ મહાબાહુ, પૂર્યા શંખ જુવા જુવા.[5] ૧૮
તે શબ્દ તવ પુત્રોના, ફાડે હૃદય આવતો;
આકાશને ને ભૂમિને, ભયંકર ગજાવતો. ૧૯
હવે ઉભા રહ્યા જોઇ, ત્વત્પુત્રો ને કપિધ્વજ;
શસ્ત્ર સંપાતને થાતાં, ઉપાડે ધનુ પાંડુજ. ૨૦

(અર્જુન કહેછે.)

હે ભૂપ! બોલિયો ત્યારે, આ હૃશીકેશને ખરો;
બે સેના મધ્યમાં રાખો, રથ અચ્યુત માહરો. ૨૧

---

૧ જુદી જુદી જાતનાં. ૨ હય, ઘોડો. ૩ શંખનું નામ છે. ૪ ચોથો પાંડવ નકુળ અને પાંચમો સહદેવ. ૫ જુદા જુદા.

નીરખું એ રહ્યા ઉભા, લડવા ઇચ્છતા તહીં;
આ રણોદ્યમમાં કોણ, મારી સાથ લડે સહી. ૨૨
જોઉં હું લડશે જે એ, યુદ્ધમાં અહીં આવિયા;
દુર્બુદ્ધિ અંધસુતનું, કરવા પ્રિય ફાવિયા. ૨૩

( સંજય કહેછે. )

હૃષીકેશ ગુડાકેશ, પ્રેરીઆ એમ ભારત;
બેઉ સેના મધ્ય સ્થાપી, રથ ઉત્તમ આગત. ૨૪
ભીષ્મ દ્રોણ પ્રમુખ ને, સર્વ ભૂપાળ સંમુખે;
બોલિયા પાર્થ પેખો આ, મળેલા કોરવો સુખે. ૨૫
પાર્થે દેખ્યા તહીં ઉભા, કાકા દાદા હવે યથા;
આચાર્યો માતુલો ભાઈ, પુત્રો પૌત્રો સખા તથા. ૨૬
સસરા ને શુદ્ધ મિત્રો, બન્ને તરફ સૈન્યમાં;
નીરખી પાર્થ તે સર્વ, બંધુ ઉભો મૂકી ક્ષમા. ૨૭

( અર્જુન કહેછે. )

વિષાદી આમ પરમ, કૃપા-આવિષ્ટ ઉચરે;
દેખિયા સ્વજનો કૃષ્ણ! આવિયા યુદ્ધ આદરે. ૨૮
મારાં ઢીલાં પડે અંગો, મુખ સર્વ સુકાય છે;
મારા શરીરમાં કંપ, રોમાંચ પણ થાય છે. ૨૯
હાથમાંથી ધનુ પડે, ચામડી સઘળી બળે;
ન શકું છું સ્થિર રહી, મારૂં હૃદય શું ચળે.[1] ૩૦
નિમિત્તો પણ દેખું છું-ઉંધા, કેશવ આ હવે;
પછી શ્રેય નથી જોતો, હણી સ્વજન આહવે.[2] ૩૧
કૃષ્ણ ઇચ્છું ન વિજય, નહિ રાજ્ય સુખો અને;
ગોવિંદ અમને રાજ્યે, ભોગે શું ફળ જીવને.[3] ૩૨
રાજ્ય ભોગ અને સૌખ્યો, જે અર્થે ઇચ્છિયાં અમે;
પ્રાણ ધનો તજી તે આ, ઉભા છે રણ ઉદ્યમે. ૩૩
કાકા આચાર્ય ને પુત્રો, દાદા તેમજ સર્વથા;
મામા ને સસરા પૌત્રો, સાળા બીજા સગા તથા. ૩૪
હણતા પણ એઓને, ઈચ્છું ન હણવા જરી;
ત્રૈલોક્ય રાજ્યાર્થ પણ, શું મહી અર્થે મધ્વરી ![4] ૩૫

૧ મારૂં શું કાળજું ચળે? ૨ યુદ્ધમાં. ૩ જીવનથી. ૪ મધુ+અરી=મધુસૂદન.

ધાર્તરાષ્ટ્રો હણી હર્ષ, જનાર્દન! થશે કિયો?
અમોને[1] પાપજ થશે, હણી એ આતતાયિયો. ૩૬
અમે ન મારવા યોગ્ય, ધાર્તરાષ્ટ્ર સ્વબાંધવ;
થઇએ સ્વજનો મારી, સુખિયા કેમ માધવ? ૩૭
એ જો પણ[2] નથી જોતો, કુલક્ષયજ[3] દોષને;
ને મિત્રદ્રોહમાં પણ, ભરી ચિત્તે અતોષને. ૩૮
અમે ન ધારવું કેમ, આ પાપથી નિવર્તન;
કુલક્ષયથકી દોષ, જોનારાએ[4] જનાર્દન. ૩૯
કુલક્ષયે નાશ પામે, કુલધર્મો અનાદિ જે;
પરાભવે ધર્મ નાશે, અધર્મ કુલ સર્વને. ૪૦
તેથી કુલસ્ત્રીઓ કૃષ્ણ, કલંકી થાય દૂષણે;
વાર્ષ્ણેય દૂષિત વધૂ[5], વર્ણસંકરને જણે. ૪૧
કુલને ને કુલઘ્નોને, નાંખે નરક તે[6] નકી;
પડેછે પિતરો જેના, હીન પિંડ-જળો થકી. ૪૨
આ દોષો કુલહંતાના, વર્ણસંકર સાધન;
જાતિના કુલના ધર્મો, જાય તેથી સનાતન. ૪૩
કુલધર્મો જે જનોના, જનાર્દન! નહિ કદા;
વૃદ્ધોથી સુણિયો વાસ, તેઓનો નરકે સદા. ૪૪
અહો અરે! અમે ધારી, મહાઘ[7] કરવા મળ્યા;
જે રાજ્ય સુખના લોભે, સ્વજનો મારવા વળ્યા. ૪૫
અયુદ્ધ નિઃશસ્ત્ર મને, જો શસ્ત્રધર મારશે;
ધાર્તરાષ્ટ્રો રણે મારૂં, અધિક ક્ષેમ તે થશે. ૪૬

(સંજય કહેછે.)

એ કહી રણમાં છોડી, સબાણ ધનુ અર્જુન;
રથ મધ્યે ખસી બેઠો, શોકે ઉદ્વિગ્ન તે મન. ૪૭

## अध्याय २ जो.

(સંજય કહેછે–અનુષ્ટુપ.)

તેવા દયાવિષ્ટ ભરી-અશ્રુ વ્યાકુલ લોચન;
વિષાદ કરતા તેને, આ બોલ્યા મધુસૂદન. ૧

---

૧ "અમોને" શબ્દ દેહલીદીપક ન્યાયે પૂર્વાર્ધ ઉત્તરાર્ધ બંનેમાં લાગેછે. ૨ યદ્યપિ. ૩ કુલક્ષયજન્ય. ૪ જોનારે. ૫ સ્ત્રી. ૬ વર્ણસંકર. ૭ મહા-અઘ=મોટું પાપ.

(શ્રીભગવાન્ કહેછે.)

આ કશ્મલ તેને ક્યાંથી, અકાળે આવિયું ઘન;
અનાર્ય-કાર્ય અસ્વર્ગ્ય, અકીર્તિકર અર્જુન. ૨
ક્લૈબ્ય[1] મા પ્રાપ્ત થા પાર્થ, તમમાં એ ઘટે ન જી;
મનોદુર્બલતા ક્ષુદ્ર, પરંતપ! ઉઠો તજી. ૩

(અર્જુન કહેછે.)

પૂજ્ય જે ભીષ્મ ને દ્રોણ, તે સામે મધુસૂદન;
લડીશ કેમ બાણે હું, રણમાં અરિસૂદન. ૪

(ઉપજાતિ.)

મહાનુભાવો ગુરુને ન મારી, આલોક ભિક્ષા પણ ભોગ્ય સારી;
હણી ધનાર્થી, ગુરુ ભોગું મેલા, આંહીંજ ભોગો રૂધિરે ભરેલા. ૫
કે જીતશું વા અમ જીતશે એ, એમાં કયું શ્રેષ્ઠ ન જાણીએ તે;
ન જીવનેચ્છા હણીનેજ અત્ર, તે ઉભિયા સંમુખ અંધપુત્ર. ૬
કાર્પણ્ય દોષે વિહિત સ્વભાવ, પૂછુંછું[2] હું ધર્મ વિમૂઢ ભાવ;
નક્કી ભલું જે મુજ તે ભણાવો, પ્રપન્ન હું શિષ્ય મને જણાવો. ૭
ભૂ રાજ્ય નિઃશત્રુ સમૃદ્ધિ સત્ય, પામી સુરોનું પણ આધિપત્ય;
દેખું ન તે જે મુજ આ[3] મુકાવે, જે શોક સર્વેન્દ્રિયને સુકાવે. ૮

(સંજય કહેછે—અનુષ્ટુપ.)

પરંતપ! ગુડાકેશ, લડીશ નહિ એ કહી;
તે ગોવિંદ! હૃષીકેશ પ્રતિ મુંગો રહ્યો સહી. ૯
હે ભારત હૃષીકેશે હસતાં જેમ એ વચ[4];
વિષાદ પામતા તેને કહ્યું બે સૈન્યની વચ.[5] ૧૦

(શ્રીભગવાન્ કહેછે.)

અનુશોચ્યે અશોચ્યોને, ને પ્રજ્ઞાવાદ તું કહે;
ગતાસુ અગતાસૂના, ન શોકો પંડિતો વહે. ૧૧
હું તું અને જનાધીશો, આ નહિ ન હતા કદા;
સર્વે આપણ અત્યાર પછી પણ હશું સદા. ૧૨

---

૧ નપુંસક ન થા. ૨ પૂછું તને ધર્મે વિમૂઢભાવ. ભાવ એટલે અંતઃકરણ. ૩ શોક. ૪ વચન. ૫ વચ્ચે.

દેહીના જેમ આ દેહે, બાલ્ય યૌવન ને જરા;
તેમ દેહાંતર પ્રાપ્તિ, ધીર મોહે ન ત્યાં જરા. ૧૩
સ્પર્શો તો પાર્થ! માત્રોના, શીતોષ્ણ સુખદુઃખ દે;
આ નિત્ય આવતા જાતા, તે ભારત સહીજ લે. ૧૪
સમાન દુઃખસુખ જે, ધીરા પુરુષને નહિ;
એ પીડે પુરુષ શ્રેષ્ઠ, તેજ મુક્તિ શકે લહિ. ૧૫
અસત્યનો નથી ભાવ, અભાવ નહિ સત્યનો;
એ બંનેનો નિશ્ચય તો, દેખે છે તત્ત્વદર્શીનો. ૧૬
તે જાણ અવિનાશી તો, જેણે આ વ્યાપ્ત સર્વ છે;
વિનાશ એ અવ્યયનો, નહીં કોઈ કરી શકે. ૧૭
અનાશી અજ્ઞેય નિત્ય, શરીરીનાં શરીર આ;
અંતવંત કહ્યા તેથી, કર ભારત યુદ્ધ જા. ૧૮
એને માને હણેલો જે,ને જાણે હણનાર જે;
તે જાણત નથી બેઉ, ન હણે ન હણાય એ. ૧૯

(ઉપજાતિ.)

જન્મે ન કોઈ સમયે મરે વા, પામે ન અસ્ત્યાદિ વિકાર[1] તેવા;
પુરાણ છે શાશ્વત નિત્ય જાતે, હણાય ના એ અજ દેહ ઘાતે. ૨૦

(અનુષ્ટુપ.)

જાણે એ અવિનાશીને, અજ અવ્યય નિત્ય જે;
પાર્થ કોને હણાવે ને, હણે પુરુષ કેમ તે. ૨૧

(ઉપજાતિ.)

વસ્ત્રો યથા જીર્ણ થયાં ઉતારી, બીજાં નવાં લોક લહેજ ધારી;
શરીર આ જીર્ણ તથા[2] તજીને, દેહી નવાં અન્ય લહે સજીને. ૨૨

(અનુષ્ટુપ.)

એને છેદે નહિ શસ્ત્રો, ન પાવક[3] દહી શકે;
પલાળે ન જળો એને, ન મરુત્[4] સૂકવી શકે. ૨૩

---

૧ (દોહરો.) જન્મ તે પછી સ્થિતિ અને, વૃદ્ધિ વિપરિણતિ ધાર;
ક્ષીણ થવું ને નાશ એ, છે ષડભાવ વિકાર. ૧

૨ તેજ પ્રમાણે. ૩ અગ્નિ. ૪ વાયુ.

આ ન છેદ્ય ન આ દાહ્ય, આ નજ ક્લેદ્ય શોષ્ય ન;
નિત્ય સર્વગત સ્થાણુ, આ નિશ્ચલ સનાતન. ૨૪
આ કહેવાય અવ્યક્ત, અચિંત્ય અવિકાર્ય આ;
તેથી એને એમ જાણી, ન યોગ્ય અનુશોચવા. ૨૫
હવે એને નિત્ય જાત, માને છે મૃત નિત્ય વા;
તું તોપણ મહાબાહુ! ન એને યોગ્ય શોચવા. ૨૬
જન્મ્યાનો ધ્રુવ છે મૃત્યુ, મર્યાનો જન્મ છે ધ્રુવ;
માટે અટલ અર્થોમાં શોચવા યોગ્ય તું નવ.[1] ૨૭
અવ્યક્ત આદિ ભૂતોનું, મધ્યમાં વ્યક્તિ ભારત;
અવ્યક્ત અંત છે નક્કી, એમાં શી યોગ્ય આરત.[2] ૨૮

(ઇંદ્રવજ્રા.)

આશ્ચર્યવત્ એ નજરે લહે છે, આશ્ચર્યવત્ એમજ કો કહે છે;
આશ્ચર્યવત્ કોઈક સાંભળે એ, કોઈ સુણીને પણ ના કળે એ. ૨૯

(અનુષ્ટુપ.)

દેહે ભારત સર્વેના, દેહી નિત્ય અવધ્ય આ;
તેથી સર્વ પ્રાણિયોને, નથી તું યોગ્ય શોચવા. ૩૦
સ્વધર્મ પણ જોઈ ના, કંપવા યોગ્ય તું સહિ;
ધર્મયુદ્ધથકી બીજું, શ્રેય ક્ષત્રિને નહિ. ૩૧
પાર્થ! દૈવે થયું પ્રાપ્ત, ઉઘાડું સ્વર્ગનું સુખી;
દ્વાર-આ સરખું યુદ્ધ, પામે તે ક્ષત્રિયો સુખી. ૩૨
હવે તું આ ધર્મયુક્ત, સંગ્રામ ન કરીશ જો;
તો સ્વધર્મ ને કીર્તિ-તજી પામીશ પાપ તો. ૩૩
અકીર્તિ પણ અક્ષીણ, તારી ગાશે જનો બધે;
અકીર્તિ સંભાવિતની, વળી મરણથી વધે. ૩૪
મહારથો તને બીકે, રણોપરત[3] જાણશે;
જેને તું બહુ માનીતો, થઈ લાઘવ આણશે. ૩૫
અવાચ્ય વચનો તારા,-અરિયો બોલશે ઘણાં;
નિંદતા તુજ સામર્થ્ય, તેથી શી દુઃખમાં મણા. ૩૬
હણ્યો સ્વર્ગ પામીશ, ભોગવીશ જયે ધરા;
તેથી હે પાર્થ યુદ્ધાર્થ, ઉઠો નિશ્ચયવાન્ ખરા. ૩૭

૧ નહિ. ૨ શોક. ૩ રણ=ઉપરત=રણમાંથી પાછો ફર્યો.

સુખ દુઃખ ગણી તુલ્ય, લાભાલાભ જયાજય;
પછી લાગો રહે એમ, ન થશે પાપ સંચય. ૩૮
એક કહી સાંખ્યની તુંને, બુદ્ધિ આ સુણુ યોગની;
જે યુક્ત પાર્થ છોડીશ, શૃંખલા કર્મ ભોગની. ૩૯
ન ઉપક્રમનો નાશ, એમાં દોષ જરા નથી;
અત્યલ્પ પણુ આ ધર્મ, બચાવે અતિ બીકથી. ૪૦
વ્યવસાયાત્મિકા બુદ્ધિ, હ્યાં કુરુત્તમ એક છે;[1]
ધીયો અવ્યવસાયીની, બહુ શાખા અનેક છે. ૪૧
વેદ વાદાસક્ત અજ્ઞો, કામાત્મા સ્વર્ગ તત્પર;
બીજું નથી એમ વાદી, વદે આ પુષ્પિતા ગિર. ૪૨
જન્મ કર્મ ફળો દેતી, પાર્થ વાક્‌પુષ્પ વત્ પ્રિયા;
ભોગ ઐશ્વર્ય લાભાર્થ, કહી જેમાં ઘણી ક્રિયા. ૪૩
તેણે જેતું હરયું ચિત્ત, લાગ્યા ઐશ્વર્ય ભોગમાં;
વ્યવસાયાત્મિકા બુદ્ધિ, તેની ન થાય યોગમાં. ૪૪
ત્રૈગુણ્ય છે કર્મ કાંડે, થા નિસ્ત્રૈગુણ્ય અર્જુન;
નિર્દ્વંદ્વ નિત્ય સત્ત્વસ્થ, નિર્યોગ ક્ષેમ સન્મન. ૪૫
ચોદ્દેર જળ સંપૂર્ણુ, નિવાણે[2] અર્થ જેટલો;
વિજ્ઞ બ્રાહ્મણુનો સર્વ-વેદોમાં અર્થ તેટલો. ૪૬
ફળોમાં ન કદા તારો, અધિકારજ કર્મમાં;
મા કર્મ ફળ હેતૂ થા, મા હો સંગ અકર્મમાં. ૪૭
ધનંજય તજી સંગ, સમ સિદ્ધિ અસિદ્ધિમાં;
થઈ યોગી કરો કર્મ, યોગ છે સામ્ય બુદ્ધિમાં.[3] ૪૮
કર્મો ધનંજય મતિ, યોગથી દૂર હીણુ છે;
બુદ્ધિમાં શોધ શરણુ, ફલ કામીજ દીન છે. ૪૯
બુદ્ધિથી યુક્ત આંહીંજ, તજે છે પાપપુન્ય બે;
તેથી યોગવિષે લાગ, કર્મ કૌશલ્ય યોગ છે. ૫૦
બુદ્ધિયુક્ત જ્ઞાનીઓ તે, ફલો છોડી કર્મજ;
જન્મ બંધ થકી છૂટ્યા, પામેછે ફળ નિરુજ.[4] ૫૧

૧ અંહિ કૌરવ એક છે. ૨ નવાણુ-જળાશયમાં. ૩ સામ્ય છે યોગ ઉક્તિમાં. ૪ રોગરહિત.

ટપી જ્યારે મોહ-ગારો, તરશે બુદ્ધિ તાહરી;
ત્યારે પામીશ વૈરાગ્ય, શ્રોતવ્ય શ્રુતમાં ફરી. ૫૨
શ્રુતિથી સંશયવતી, જ્યારે નિશ્ચલ જામશે;
સમાધિમાં સ્થિર મતિ, ત્યારે તું યોગ પામશે. ૫૩

(અર્જુન કહેછે.)

સ્થિત પ્રજ્ઞ સમાધિસ્થ, શી રીતે કહેવાય છે;
શું શું કહે રહે કેમ, ચાલે કેશવ કેમ તે? ૫૪

(શ્રીભગવાન્ કહેછે.)

ચિત્તે રહ્યા સર્વ કામો, જ્યારે પાર્થ તજેજ જે;
પોતે પોતામાંજ તુષ્ટ, કે'વાય સ્થિતબુદ્ધિ તે. ૫૫
જે સ્વસ્થચિત્ત દુઃખોમાં, સુખોમાં ન સ્પૃહા વહ્યો;
ગત રાગ ભય ક્રોધ, સ્થિતધી મુની એ કહ્યો. ૫૬
સારૂં માઠું પામિ તે તે, સર્વત્ર સ્નેહ વર્જિત;
ન વખાણે ન ધિક્કારે, તેની પ્રજ્ઞા પ્રતિષ્ઠિત. ૫૭
ચોફેર ઇંદ્રિયાર્થોથી, આ ખેંચે ઇંદ્રિયો યદા;
પાર્થ કુર્માંગની પેઠે, પ્રજ્ઞા સ્થિર થઈ તદા. ૫૮
નિરાહાર શરીરીના, સર્વે રસવિના ઘટે;
વિષયો–તે રસ પણ, પરદર્શનથી મટે. ૫૯
વિદ્વાન્ પુરુષ એ પાર્થ, જોકે યત્નો ઘણા કરે;
પ્રમાથી ઇંદ્રિયો તેના, પરાણે મનને હરે. ૬૦
તે સર્વને સંયમીને, રહેવું યુક્ત મત્પર;
ઇંદ્રિયો વશ છે જેની, તેની પ્રજ્ઞા થઈ સ્થિર. ૬૧
વિષયો ધ્યાનથી તેમાં, નરને સંગ નીપજે;
સંગથી થાય છે કામ, તે રોકે ક્રોધ ઉપજે. ૬૨
ક્રોધથી થાય સંમોહ, તે થકી સ્મૃતિનું ભ્રમ;
સ્મૃતિભ્રંશે બુદ્ધિનાશ, તેથી નાશજ એ ક્રમ. ૬૩
જે સ્વાધીન રતિ દ્વેષ, હીન-ઇન્દ્રિયથી વહે;
વિષયો–સ્વાધીન ચિત્ત, પ્રસાદ બહુ તે લહે. ૬૪
પ્રસાદ થાય તો આનાં, સઘળાં દુઃખ જાય છે;
પ્રસન્ન ચિત્તની ઝટ, બુદ્ધિ સુસ્થિર થાય છે. ૬૫

નથી અયુક્તને બુદ્ધિ, ને તેને નહિ ભાવના;
ન ભાવના વિના શાંતિ, ક્યાં થકી સુખ તેવિના. ૬૬
દોડતા ઇંદ્રિયો પૂઠે, મન જે ફરતું ફરે;
નીરમાં નાવ ને વાયુ, પેઠે તે બુદ્ધિને હરે. ૬૭
હે મહાબાહુ! તેથી જે, ઇન્દ્રિયો દૃઢ નિગ્રહે;
ચોફેર ઇંદ્રિયાર્થોથી, તેથી પ્રજ્ઞા સ્થિર રહે. ૬૮
જે નિશા સર્વ લોકોની, તેમાં જાગેજ સંયમી;
જાગેછે પ્રાણિયો જેમાં, તે જોતા મુનીની તમી.[1] ૬૯

( ઉપજાતિ. )

ચોફેર પૂરે સમરૂપ જેમ, સમુદ્ર પેસે જળ સર્વ તેમ;
પેસે જહાં કામ સમસ્ત પામી, તે શાંતિ પામે નહિ કામ કામી. ૭૦

( અનુષ્ટુપ. )

સર્વે કામો તજી છોડી–સ્પૃહા પુરુષ જે ફરે;
અહંતા મમતા શૂન્ય, તે શાંતિ અધિકી ધરે. ૭૧
એ બ્રાહ્મી સ્થિતિ હે પાર્થ! એ પામી મોહ ના વહે;
અંતકાળે પણ રહી, એમાં બ્રહ્મૈકતા લહે. ૭૨

## अध्याय ३ जो.

( અર્જુન કહેછે–અનુષ્ટુપ. )

જો જનાર્દન કર્મોથી, શ્રેષ્ઠ બુદ્ધિ મતે તવ,
તો ઘોર કર્મમાં શાને જોડો છો મુજ કેશવ? ૧
દ્વયર્થીજ વાક્યથી જાણે, મુઝાવો મમ બુદ્ધિ શું;
કહો એક કરી નક્કી, તે જેણે શ્રેય હું લહું. ૨

( શ્રીભગવાન્ કહેછે. )

આ લોકમાં દ્વિધા નિષ્ઠા, પૂર્વે અનઘ! મેં કથી;
સાંખ્યોની જ્ઞાન યોગેથી, યોગીની કર્મ યોગથી. ૩
ન કર્મોના અનારંભે, નૈષ્કર્મ નર ભોગવે;
અને કેવળ સંન્યાસે, ન સારી બુદ્ધિ સંભવે. ૪
ન કદા કો ક્ષણ પણ, રહે કર્મ કર્યા વણ;
કરાવે કર્મ આવશ, સર્વને પ્રાકૃતો ગુણ. ૫

---

૧ અંધારી રાત્ર.

કર્મેંદ્રિયો સંયમી જે, મને સંભારતો રહ્યો;
વિષયોને વિમૂઢાત્મા, તે મિથ્યાચાર છે કહ્યો. ૬
જે ઇન્દ્રિયો મને જીતી, અનાસક્ત કરે જન;
કર્મેંદ્રિયે કર્મયોગ, તે છે અધિક અર્જુન. ૭
નિયમે કર તું કર્મ, કર્મ શ્રેષ્ઠ અકર્મથી;
દેહ નિર્વાહ પણ ના, તારો સીધે અકર્મથી. ૮
યજ્ઞાર્થ કર્મથી બીજે, લોક આ કર્મબંધ છે;
મૂકી સંગ કરો ઠીક, કર્મ યજ્ઞાર્થ પાર્થ જે. ૯
પ્રજા સૃજી યજ્ઞ સાથે, પૂર્વે બોલ્યા પ્રજાપતિ;
આને દોહી ઈષ્ટ કામો, પામો આણે સૃજો અતિ. ૧૦
દેવોને પોષજો આથી, તે દેવો પોષશે તમ;
પોષતા એક બીજાને, પામશો શ્રેય ઉત્તમ. ૧૧
દેશે દેવો યજ્ઞતૃપ્ત, તમોને ઈષ્ટ ભોગ જે;
તેને ન આપી તદ્દત્ત, ખાયે જે ચોર છેજ તે. ૧૨
યજ્ઞાવશિષ્ટાશી[1] સંતો, છૂટે છે સર્વ દોષથી;
તેતો પાપ ભાખે પાપી, જે રાંધે આત્મ પોષથી. ૧૩
અન્નથી પ્રાણિયો જન્મે, નીપજે અન્ન મેઘથી;
યજ્ઞથી થાય સન્મેષ, પ્રગટે યજ્ઞ કર્મથી. ૧૪
કર્મ વેદ થકી જાણ, વેદ છે અક્ષરોદ્ગત;
સર્વ વ્યાપિ બ્રહ્મ તેથી, નિત્ય યજ્ઞવિષે સ્થિત. ૧૫
ચક્ર એમ પ્રવર્તાયું, આંહીં અનુસરે ન જે;
પાપાયુ ઇન્દ્રિયારામો, જીવે છે વ્યર્થ પાર્થ તે. ૧૬
જે હોય આત્મરતિજ, આત્મતૃપ્તજ માનવ;
ને આત્મામાંજ સંતુષ્ટ, તેને છે કાર્ય આ નવ[2]. ૧૭
તેને કાંઈ ફળ કર્યા-ન કર્યાથી નહિ અહીં;
ને આનો સર્વ લોકોમાં, અર્થાશ્રય ન કો સહી. ૧૮
તેથી સદા અનાસક્ત, કર્મ કર્ત્તવ્ય આચર;
અશક્ત કર્મ કરતો, પામે પુરુષ તે પર. ૧૯
સિદ્ધિ સારી કર્મથીજ, મેળવી જનકાદિકે;
લોકયાત્રા માત્ર પણ, જોતાં તું કર્મ યોગ્ય છે. ૨૦

૧ યજ્ઞાવશિષ્ટ ખાનારા. ૨ નહિ.

જે જે મોટા કરે બીજા-જનો તે તેજ આચરે;
તે પ્રમાણુ કરે જે તે, લોકો અનુસરે ખરે. ૨૧
પાર્થ મારે નથી કાંઈ, કર્ત્તવ્ય ત્રણુ લોકમાં;
અપ્રાપ્ત પ્રાપ્તવ્ય નથી[1], ને વર્તુછુંજ કર્મમાં. ૨૨
જો હું વર્તુ ન કર્મોમાં, કદાચિત્પાર્થ સશ્રમ;
ચોફેર અનુવર્તે છે, મનુષ્યો માર્ગને મમ. ૨૩
ઉત્સન્ન થાય આ લોકો, જો હું કર્મ કરૂં નહિ;
થાઉં સંકરનો કર્ત્તા, ને હણું આ પ્રજા સહી. ૨૪
આસક્ત કર્મમાં અજ્ઞો, જેમ ભારત આચરે;
અસક્ત લોક યાત્રાર્થ, જ્ઞાની તેમ કર્યાં કરે. ૨૫
ન કર્મસંગી અજ્ઞોની, ફેરવે બુદ્ધિધર્મને;
યુક્ત જ્ઞાની આચરતો, કરાવે સર્વ કર્મને. ૨૬
ચોફેરથી પ્રકૃતિના, ગુણે કર્મો કરાય છે;
કર્ત્તા હું એમ માને છે, અહંકાર વિમૂઢ જે. ૨૭
તત્ત્વજ્ઞ તો મહાબાહુ! ગુણ કર્મ વિભાગમાં;
ગુણો ગુણોમાં વર્તે છે, એમ જાણી ન રાગમાં. ૨૮
લાગે છે ગુણકર્મોમાં, ગુણે[2] સમૂઢ ફાવવા[3];
તે અસર્વજ્ઞ મંદોને, સર્વજ્ઞે ન ચળાવવા. ૨૯
સર્વ કર્મો મુજ વિષે, સમર્પી વિગતજ્વર;
અધ્યાત્મ ચિત્તે મમતા, આશાહીન રણે[4] કર. ૩૦
જે મારૂં મત આ નિત્ય, મનુષ્યો હીન ખારથી;
શ્રદ્ધાવાળા અનુસરે, છૂટે તે પણુ કારથી.[5] ૩૧
જે તો એમાં ખારવાળા, અનુવર્તે ન મન્મત;
અવિવેકી સર્વબોધ-મૂઢ તે જાણુજે મૃત. ૩૨
પોતાની પ્રકૃતિ જેવું, વિજ્ઞાની પણુ આચરે;
પ્રકૃતિ પ્રાણિયો પામે, તેમાં નિગ્રહ શું કરે. ૩૩
એકૈકેંદ્રિયના અર્થે, રાગ દ્વેષ વ્યવસ્થિત;
થવું ન વશ તે એને, તેઓના શત્રુ છે સ્થિત. ૩૪
શ્રેષ્ઠ સ્વધર્મ વિગુણ, સુસિદ્ધ પરધર્મથી;
સ્વધર્મે મરણુ શ્રેષ્ઠ, ભયો છે પરધર્મથી. ૩૫

૧ નથી નવું પામવાનું. ૨ પ્રકૃતિના ગુણે. ૩ સંમૂઢ પ્રાકૃત ગુણે, ગે છે ગુણકર્મમાં. ૪ યુદ્ધો. ૫ કર્મથી.

( અર્જુન કહેછે. )

વાર્ષ્ણેય પ્રેરિયો કોણે, હવે આ પાપમાં ભળે;
ન ઇચ્છતો પણ નર, જાણે તે જોડિયો બળે. ૩૬

( શ્રીભગવાન્ કહેછે. )

કામ એ ક્રોધ એ જેની, રજો ગુણજ ખાણ તે;
મહાશન મહાપાપ, આંહીં તું શત્રુ જાણ તે. ૩૭
વન્હિ વિંટાય ધુમાડે, મેલથી જેમ દર્પણ;
જેમ ઉલ્બે ગર્ભ કાળે, વિંટાયું તેમ આ પણ. ૩૮
જ્ઞાનીનો નિત્ય વૈરી તે, અગ્નિ દુષ્પૂર કામ છે;
કૌંતેય તેણે ઢંકાયું, વસ્તુ જે જ્ઞાન નામ છે. ૩૯
ઇન્દ્રિયો મન બુદ્ધિ એ, આનું કે'વાય ધામ છે;
ઢાંકીને જ્ઞાન-દેહીનો, એથી મોહક કામ છે. ૪૦
તેથી ભારત તું પૂર્વે[1] ઇન્દ્રિયોને સુધારિને;
જ્ઞાન વિજ્ઞાન નાશી આ, પાપીને[2] મૂક મારિને. ૪૧
કહે છે ઇન્દ્રિય પર, મન ઇન્દ્રિયથી વર;
મનથી પર છે બુદ્ધિ, તે આ જે બુદ્ધિથી પર. ૪૨
બુદ્ધિથી પર એ જાણી, પોતે સ્થિર કરી નિજ;
મારરૂપી[3] દુરાસાધ, માર શત્રુ મહાભુજ. ૪૩

## अध्याय ४ थो.

( શ્રીભગવાન્ કહેછે—અનુષ્ટુપ. )

મેંજ અવ્યય આ યોગ, ભણાવી સૂર્યને કહ્યો;
તેણે ભણાવ્યો મનુને, ત્યાંથી ઇક્ષ્વાકુએ લહ્યો. ૧
રાજર્ષિયોએ જાણ્યો આ, એમ પામી પરંપરા;
લાંબા કાળે તેથી[4] શૂન્ય, પરંતપ! કરી ધરા. ૨
પુરાતન કહ્યો તુને, તેજ આ આજ યોગ મેં;
છો ભક્ત ને સખા મારો, છે ઉત્તમ રહસ્ય એ.[5] ૩

( અર્જુન કહેછે. )

તમારો જન્મ અપર, સૂર્યનો પર જન્મ છે;
આ વાત કેમ સમજું, તેને પૂર્વે કહો તમે. ૪

---

૧ ભરતર્ષભ તું પૂર્વે. ૨ કામને. ૩ કામરૂપથી. ૪ યોગથી. ૫ માટે શ્રેષ્ઠ રહસ્ય એ.

(શ્રીભગવાન્ કહેછે.)

ઘણા જન્મો ગયા મારા, ને તારા પણ અર્જુન;
પરંતપ! ન જાણે તું, હું જાણું સર્વ તે મન. ૫
છતો સર્વેશ્વર પણ, અવ્યયાત્મા છતો અજ;
પ્રકટ હું છું સ્વમાયાથી, ધરીને પ્રકૃતિ નિજ. ૬
જ્યારે જ્યારે ધર્મગ્લાનિ, ને ઉત્થાન અધર્મનું;
ચોફેરથી થાય ધારૂછું, ત્યારે ભારત! રૂપ હું. ૭
ચોફેર પાળવા સાધુ, ને દુષ્ટાશય મારવા;
યુગે યુગે સંભવુંછું, ધરામાં ધર્મ ધારવા. ૮
તત્ત્વે જાણે એમ મારૂં, જન્મને કર્મ દિવ્ય જે;
છોડી દેહ ન લે જન્મ, પામે અર્જુન તે મને. ૯
વીતરાગ ભય ક્રોધ, ઘણા પામી મદાશ્રય;
જ્ઞાને તપે કરી શુદ્ધ, પામ્યા મદ્દભાવ મન્મય. ૧૦
પ્રપન્ન જે મને જેમ, ભજું તેમજ તેમને;
ચોફેર અનુવર્તે છે, મનુષ્યો મમ માર્ગને. ૧૧
કર્મોની ઇચ્છતા સિદ્ધિ, યજે છે દેવને અહીં;
મનુષ્ય લોકમાં શીઘ્ર, સિદ્ધિ છે કર્મની સહી. ૧૨
ગુણ કર્મ વિભાગેથી, સર્જ્યા મેં ચાર વર્ણ જે;
કર્ત્તા પણ અકર્ત્તા ને, મને અવ્યય જાણજે. ૧૩
મને કર્મો ન લીપે ને, સ્પૃહા તત્ફલમાં નથી;
એમ જે મુજને જાણે, તે બંધાય ન કર્મથી. ૧૪
પ્હેલાં પણ મુમુક્ષુએ, એ જાણી કર્મ આચર્યું;
કર કર્મજ તેથી તું, પૂર્વજે પૂર્વ જે કર્યું. ૧૫
શું કર્મ છે શું અકર્મ, તેમાં મોહ્યા કવિ બહુ;
જે જાણી દોષથી છૂટે, તને તે કર્મ હું કહું. ૧૬
કર્મની જાણવી નક્કી, ને વ્યવસ્થા વિકર્મની;
અકર્મની પણ વળી, અગાધ ગતિ કર્મની. ૧૭
અકર્મ જે કર્મમાં ને, જુએ કર્મ અકર્મમાં;
તે સર્વ કર્મનો કર્ત્તા, ધીમાન્ યુક્ત મનુષ્યમાં. ૧૮
જેના સર્વ સમારંભો, કામ સંકલ્પ વર્જિત;
જ્ઞાનાગ્નિથી દગ્ધકર્મા, તેને કે' બુધ પંડિત. ૧૯

છોડી કર્મ ફલાસક્તિ, નિત્ય તૃપ્ત નિરાશ્રય;
નથીજ કરતો કાંઈ, તે કરી કર્મ સંચય. ૨૦
નિરાશ યત ચિત્તાત્મા, છૂટયો સર્વ પરિગ્રહે;
કર્મ કેવળ શારીર, કરતો દોષ ના લહે. ૨૧
યદૃચ્છા લાભ સંતુષ્ટ, દ્વંદ્વાતીત વિમત્સર;
સમ સિદ્ધિ અસિદ્ધિમાં, ન બંધાય કરી પર. (પણ) ૨૨
ગતસંગ કરે મુક્ત, જ્ઞાનાવસ્થિત ચિત્ત જે;
યજ્ઞાર્થે કર્મ તે બધું, મૂળેથી લીન થાય છે. ૨૩
બ્રહ્માર્પણ બ્રહ્મ હવી, બ્રહ્મે બ્રહ્માગ્નિમાં હુતો;[1]
બ્રહ્મકર્મ સમાધિએ, તેણે બ્રહ્મજ ગમ્ય તો. ૨૪
કોઈ દેવાર્ચાંજ યજ્ઞ, યોગી ચોક્કસથી તજે;
યજ્ઞેજ યજ્ઞ પાસેની, બીજા બ્રહ્માગ્નિમાં તજે. ૨૫
શ્રોત્રાદિ ઇંદ્રિયો બીજા, હોમે છે સંયમાગ્નિમાં;
શબ્દાદિ વિષયો બીજા, હોમે છે ઇંદ્રિયાગ્નિમાં. ૨૬
આત્મસંયમ યોગાગ્નિ, જ્ઞાનથી કરી દીપિત;
હોમે કોઈ બધાં તેમાં, પ્રાણ ઇંદ્રિયનાં કૃત. ૨૭
દ્રવ્યયજ્ઞ તપોયજ્ઞ, યોગયજ્ઞ તથા યતી;
સ્વાધ્યાય જ્ઞાન યજ્ઞો છે, જો બીજા કઠિન વ્રતી. ૨૮
અપાનમાં પ્રાણ હોમે, અપાન પ્રાણમાં પર;
પ્રાણાપાન ગતિ રૂંધી, પ્રાણાયામૈક તત્પર. ૨૯
આહાર નેમી પ્રાણોમાં, પ્રાણ હોમ પરો કરે;
બધાય યજ્ઞવાળા એ, યજ્ઞથી દોષને તરે. ૩૦
યજ્ઞશિષ્ટ સુધા[2] ભોક્તા, પામે પરમ સદા સમ;
અયજ્ઞને ન આલોક, પર કયાંથી કુરૂત્તમ? ૩૧
યજ્ઞો વિવિધ એ રીતે, વિસ્તર્યા બ્રહ્મને મુખે;
જાણ કર્મજ તે સર્વે, એ જાણી છૂટશે સુખે. ૩૨
પરંતપ દ્રવ્ય યજ્ઞ-થકી જ્ઞાનમખ સ્તુત;
જ્ઞાનમાં થાય સંપૂર્ણ, સર્વ કર્મ પૃથાસુત. ૩૩
તે જાણ સાષ્ટાંગ નતિ,[3] ને યોગ્ય પ્રશ્ન સેવન;
કરે તને જ્ઞાન દેશે, જ્ઞાનીઓ તત્ત્વદર્શન. ૩૪

---

૧ હોમેલું. ૨ અમૃત. ૩ નમીને.

જે જાણી ન ફરી મોહ, આમ પામીશ પાંડવ;
જેથી જોઈશ પોતામાં, પછી હુંમાં સહુ ભવ. ૩૫
વધારે સર્વ પાપીથી, જો કે પાપ કરીશ તું;
જ્ઞાન નૌકાથીજ સર્વે, પાપ તોય તરીશ તું. ૩૬
હે અર્જુન! પ્રદીપ્તાગ્નિ, ઇંધનોને દહે યથા;
જ્ઞાનાગ્નિ સર્વ કર્મોને, બાળી ભસ્મ કરે તથા. ૩૭
જ્ઞાનની સરખું કાંઈ, પવિત્રજ અહીં નથી;
યોગી તે જ્ઞાન આત્મામાં, પામે પોતેજ કાળથી. ૩૮
સંયતેંદ્રિય આસ્થાવાન્, તત્પર જ્ઞાનને લહે;
જ્ઞાન પામી પરા શાંતિ, થોડે કાળે ઘણી વહે. ૩૯
સંશયાત્મા અને અજ્ઞ, પામે નાસ્તિક નાશને;
નથી આલોક ન પર, ન સુખો સંશયાત્મને. ૪૦
યોગ સંન્યાસ્તકર્મા જે, જ્ઞાન સંછિન્ન સંશય;
આત્મવાન્ ન સદા બાંધે-તેને કર્મો ધનંજય. ૪૧
માટે સંશય આત્માનો, અજ્ઞાનોસ્થ મનો ગત;
કાપી જ્ઞાનાસિએ[1] યોગ-આરંભ ઉઠ ભારત. ૪૨

## अध्याय ५ मो.

( અર્જુન કહેછે. )

સંન્યાસ કર્મનો કૃષ્ણ, કહોછો ફરી યોગને;
જે એક શ્રેય એમાં તે, સુનિશ્ચિત કહો મને. ૧

( શ્રીભગવાન્ કહેછે. )

સંન્યાસ ને કર્મયોગ, મોક્ષકારક છેજ બે;
કર્મ સંન્યાસથી તેમાં, કર્મયોગ વિશેષ છે. ૨
જાણવો નિત્ય સંન્યાસી, દ્વેષ ઇચ્છા ન જે સજે;
નિર્દ્વંદ્વ તે મહાબાહો, સુખે બંધ પરિત્યજે. ૩
સાંખ્યયોગ જુદા અજ્ઞો, કહેછે નહિ પંડિત;
બેનું ફલ લહે ઠીક, જે એક પણ આસ્થિત. ૪
સાંખ્યો જે સ્થાન પામે ત્યાં, યોગી પણ કરે ગતિ;
સાંખ્ય ને યોગ જે એક, જુએ તેજ જુએ અતિ. ૫

---

૧ જ્ઞાન+અસિ=જ્ઞાનરૂપી તરવારથી.

સંન્યાસ તે મહાબાહુ! દુઃખમાટે અયોગથી;
યોગ યુક્ત મુનિબ્રહ્મ, પામે છે અલ્પ કાળથી.[1] ૬
યોગ યુક્ત વિશુદ્ધાત્મા જીતીને મન ઇંદ્રિયો;
કરતો પણ લીંપાય ના, આત્મા સર્વનો થિયો. ૭
નજ કાંઈ કર્યું માને, યુક્ત તત્ત્વજ્ઞ સુંઘતો;
સૂણતો અડતો જાતો, ખાતો સુતો શ્વસી જતો. ૮
બોલતો છોડતો લેતો, મટકું પણ મારતો;
ઇંદ્રિયો ઇંદ્રિયાર્થોમાં, વર્તે છે એમ ધારતો. ૯[2]
સંગ છોડી કરે કર્મો, જે અર્પી બ્રહ્મમાં અહીં;
પદ્મપત્ર જળે જેમ–પાપે તે લીપાય નહીં. ૧૦
ઇંદ્રિયો કેવળ થકી, શરીરે બુદ્ધિએ મને;
તજી સંગ કરે યોગી આત્મ શુદ્ધયર્થ કર્મને. ૧૧
યુક્ત કર્મ ફળો છોડી, પામે છે શાંતિ નિષ્ઠિત;
અયુક્ત કામના કૃત્યે, બંધાય ફળમાં રત. ૧૨
સર્વ કર્મો મને છોડી, વશ દેહી સુખે લસે[3];
ન કરાવે નજ કરે, નવદ્વાર પુરી વસે. ૧૩
લોકની ના કર્તૃતાને, ના કર્મોને પ્રભુ સ્રજે;
ના કર્મફળ સંયોગ, પ્રવર્તે તો સ્વભાવ જે. ૧૪

---

૧ (અનુષ્ટુપ.)

સંન્યાસ તો યોગ વિના, દુઃખ મેળવવા ફળે;
યોગયુક્ત મુનિ બ્રહ્મ; મહાબાહો જયે મળે. ૬

૨ અરધીઆ શ્લોકનો ગૂજરાતીમાં ધારો નથી અને સમશ્લોકમાં આ શ્લોકો બરાબર સમજાય તેમ ન હોવાથી બે શ્લોક ભેગા રાખ્યા છે અને વધારે સ્પષ્ટમાટે તો ત્રણ કર્યા છેઃ—

(અનુષ્ટુપ.)

તત્ત્વો જુદાં જુદાં જાણી, જીવથી ભિન્ન લેખતો;
યોગથી સિદ્ધ સુણતો, અડતો પણ દેખતો. ૧
ખાતો ને સુંઘતો જોતો, ઉંઘતો શ્વાસ ખેંચતો;
બોલતો છોડતો લેતો, ખોલતો આંખ મીંચતો. ૨
નથીજ કાંઇ કરતો, રહે આમ વિચારતો;
ઇંદ્રિયો ઇંદ્રિયાર્થોમાં, વર્તે છે એમ ધારતો. ૩

૩ શોભે.

ન કોઈનું લિયે પાપ-ન પુણ્ય વિભુ તે નકી;
અજ્ઞાને જ્ઞાન ઢંકાયું, મોહે છે જંતુ તેથકી. ૧૫
જેનું અજ્ઞાન તો જ્ઞાને, આત્માના હોય નાશિત;
તેને જ્ઞાને સૂર્ય પેઠે, પર વસ્તુ પ્રકાશિત. ૧૬
તદ્બુદ્ધિયો તદાત્માઓ, તન્નિષ્ઠો તત્પરાયણો;
પામે અપુનરાવૃત્તિ, જ્ઞાન નિર્ધૂત દૂષણો. ૧૭
વિદ્યા વિનય સંપન્ન, વિપ્ર ગાય અને કરી;
શ્વાને શ્વપાક એઓમાં, તુલ્ય દૃષ્ટિ બુધે કરી. ૧૮
આંહીંજ સૃષ્ટિ જીત્યા તે, જે ચિત્તે સમતા વહે;
નિર્દોષ છે સમબ્રહ્મ, તેથી તે બ્રહ્મમાં રહે. ૧૯
પ્રિય અપ્રિય પામીને, હર્ષ ઉદ્વેગ ના લહે;
સ્થિર બુદ્ધિ અસંમૂઢ, બ્રહ્મવિદ્ બ્રહ્મમાં રહે. ૨૦
બાહ્યસ્પર્શો[1] અસકતાત્મા, આત્મામાં સુખ જે લહે;
તે બ્રહ્મયોગ યુક્તાત્મા, અક્ષયી સુખને વહે. ૨૧
સ્પર્શથી થાય જે ભોગો, દુઃખ કારણ છેજ તે;
સાદ્યંતવાળા ભોગોમાં, હે પાર્થ! બુધ ના રમે. ૨૨
શરીર છૂટતાં પ્હેલાં, જે અહીંજ સહી શકે;
કામ ક્રોધ થયો વેગ, તે સુખી નર યુક્ત તે. ૨૩
અંતઃ સુખી આત્મરતિ, અંતર્જ્યોતિજ તેમ જે;
નિર્વાણ બ્રહ્મમાં યોગી, પામે છે બ્રહ્મ ભૂત તે. ૨૪
પામે છે બ્રહ્મ નિર્વાણ, ઋષિયો ક્ષીણ દુષ્કૃત;
છિન્ન દ્વૈધ યતાત્માઓ, સર્વ ભૂત હિતે રત. ૨૫
કામક્રોધથકી યુક્ત, યત્નવાન્ યતિચિત્ત જે;
આત્મજ્ઞ તેને સર્વત્ર, બ્રહ્મ નિર્વાણ સિદ્ધ છે. ૨૬
બાહેર બાહ્ય વિષયો, ચક્ષુ ભ્રુમધ્યમાં ધરી;
નાસામાં ફરતાં પ્રાણ, અપાન સરખા કરી. ૨૭
યતેંદ્રિય મનો બુદ્ધિ, મોક્ષ તત્પર મૌનવાન્;
વિગતેચ્છા ભય ક્રોધ, જે સદા તેજ મુક્તિમાન્. ૨૮
મહેશ સર્વ લોકોનો, ભોક્તા યજ્ઞ તપો તણો;
સર્વભૂત સુહૃદ્ જાણી, મુને શમ લહે ઘણો. ૨૯

---
૧ વિષયો.

## અધ્યાય ૬ ઠ્ઠો.

(શ્રીભગવાન્ કહેછે.)

કાર્યે કર્મ કરે કર્મ-ફલમાં જે અનાશ્રય;
તે સંન્યાસી અને યોગી, ન નિરગ્નિ ન અક્રિય. ૧
જેને કહે છે સંન્યાસ, યોગ તે જાણે પાંડવ;
સંકલ્પ સંન્યાસ વિના, યોગી કોઈ બને નવ. ૨
યોગારુરુક્ષો મુનિને, કર્મ કારણ છે કહ્યું;
તેજ યોગારૂઢ ત્યારે, શમ કારણ છે કહ્યું. ૩
કર્મોમાં ઇંદ્રિયાર્થોમાં, થાય આસક્ત ના યદા;
સર્વ સંકલ્પ સંન્યાસી, યોગારૂઢ કહ્યો તદા. ૪
આત્મા ઉદ્ધારવો પોતે, આત્માને મારવો નહિ;
બંધુ પોતેજ પોતાનો, પોતેજ રિપુ છે સહિ. ૫
આત્માજ જીતે પોતે જે, તેને આત્મ સ્વબંધુ છે;
આત્માજ વર્તે શત્રુત્વે, શત્રુ પેઠે અનાત્મને. ૬
જીતાત્મા શાંતને દીસે, પરમાત્મા સમાધિમાં;
શીતોષ્ણ સુખ દુઃખોમાં, તેમ માનાપમાનમાં. ૭
જ્ઞાન વિજ્ઞાન તૃપ્તાત્મા, નિર્વિકાર ધરે દમ;
યુક્ત કહેવાય તે યોગી, મૃત્પાષાણ સ્વર્ણમાં સમ. ૮
સુહૃન્મિત્ર ઉદાસીન, મધ્યસ્થ દ્વેષ્ય બંધુમાં;
સમબુદ્ધિ અધિક છે, અરી ને દુષ્ટ સાધુમાં. ૯
આત્માને યોગમાં જોડે, સદા યોગી રહ્યો રહ;[1]
એકલો યત ચિત્તાત્મા, નિષ્કામ અપરિગ્રહ. ૧૦
પવિત્ર દેશમાં રાખી, પોતાનું આસન સ્થિર;
અતિ નીચું ન અત્યુચ્ચ, વસ્ત્ર ચર્મ કુશોત્તર. ૧૧
ત્યાં બેસી આત્મ શુદ્ધ્યર્થે, જોડવા યોગ આસને;
ચિત્તેંદ્રિય ક્રિયા નેમી, કરી એકાગ્રતા મને. ૧૨
સ્થિર[2] કાય શીરો ગ્રીવા, સરખાં સ્થિર રાખતો;
સદા દેખી સ્વનાસાગ્ર, દિશા પણ ન દાખતો. ૧૩
પ્રશાંતાત્મા ગત ભય, બ્રહ્મચારી વ્રતે સ્થિર;
સંયમી મનને યુક્ત, રહે મચ્ચિત્ત મત્પર. ૧૪

---

૧ એકાંતમાં. ૨ પોતે.

વશ ચિત્ત સદા એમ, આત્માને જોડતો રહે;
યોગી નિર્વાણ પરમ, મત્સંસ્થા શાંતિને લહે. ૧૫
ન સદા લાંઘતા યોગ, ન અત્યાહાર લાગતાં;
ન ઘણું ઊંઘતા થાય, નજ કેવળ જાગતાં. ૧૬
કર્મ ચેષ્ટા કરે યુક્ત, ફરે ને યુક્ત ખાય છે;
ઉંઘે જાગે યુક્ત તેને, દુઃખહા યોગ થાય છે. ૧૭
વિશેષ ચિત્ત નેમેલું, આત્મામાંજ રહે યદા;
સર્વ કામ સ્પૃહા શૂન્ય, યુક્ત કે'વાય છે તદા. ૧૮
જેમ નિર્વાતમાં દીવો, ન હાલે ઉપમા મની;[1]
તે આત્મ યોગ કરતા, યોગીના સ્થિર ચિત્તની. ૧૯
યોગ સેવાએ નિરૂદ્ધ, પામે ચિત્ત વિરામ જ્યાં;
જોતો પોતેજ પોતામાં, આત્માને છે અકામ જ્યાં. ૨૦
જે અતીંદ્રિય અત્યંત, સુખ ધી ગ્રાહ્ય તે કળે;
અને સ્થિત થએલો જ્યાં, નજ આ તત્ત્વથી ચળે. ૨૧
ને જે પામી લાભી બીજો, વધૂ તેથી ગણે નહીં;
ન મોટાપણ દુઃખેથી, ચળાવાય ન જ્યાં રહી. ૨૨
દુઃખ સંયોગ હારી તે, યોગ તે નામ જાણવો;
તે અનિર્વિણ ચિત્તેથી, નિશ્ચયે યોગ આણવો. ૨૩
સંકલ્પથી તથા કામો, સર્વ છોડી અશેષથી;
મનેજ ઇંદ્રિયગ્રામ, નેમી સર્વ વિશેષથી. ૨૪
ક્રમે ક્રમે ઉપરમે, ધૃતિથી સ્થિર ધી થકી;
આત્મ સંસ્થ કરી ચિત્ત, ન કાંઈ ચિંતવે નકી. ૨૫
ચિત્ત અસ્થિર ચાંચલ્યે, જ્યાં જ્યાંથી નીકળી ફરે;
નેમી ત્યાં ત્યાં થકી એને, આત્મામાંજ વશે કરે. ૨૬
પ્રશાંત મન એ યોગી, ઉત્તમાનંદ તોષને;
આવી મળે શાંત રજ, બ્રહ્મભૂત અદોષને. ૨૭
આત્માને યોગમાં નિત્ય, જોડતો પાતકો તજે;
સુખેથી બ્રહ્મ સંસ્પર્શ, અત્યંત સુખને સજે. ૨૮
આત્માને સર્વ લોકોમાં, ને આત્મામાં બધા જન;
દેખે છે યોગ યુક્તાત્મા, સર્વત્ર સમદર્શન. ૨૯

---

૧ માનવામાં આવી છે

જે સર્વત્ર જુએ મુને, ને સર્વ મુજમાં જુએ;
તેને હું ન કદી છોડું, તે મુને ન કદી ખુવે. ૩૦
સર્વ ભૂત સ્થિત મને, ભજે ને એકતા વહે;
સર્વ રીતે વર્તતો એ, યોગી મુજવિષે રહે. ૩૧
સર્વત્ર સુખ કે દુઃખ, પોતાના ઉપમાનથી;
દેખે સમાન તે શ્રેષ્ઠ, યોગીની ઉપમા નથી. ૩૨

( અર્જુન કહેછે. )

મધુસૂદન જે આપે, કહ્યા આ યોગ સામ્યથી;
સ્થિતિ–ચાંચલ્યથી એની–સ્થિર હું દેખતો નથી. ૩૩
પ્રમાથિ મન છે કૃષ્ણ, બલવત્ દૃઢ અસ્થિર;
તેનો નિગ્રહ હું માનું, વાયુ પેઠે સુદુષ્કર. ૩૪

( શ્રીભગવાન્ કહેછે. )

દુર્નિગ્રહ મહાબાહો! નિશ્ચયે[1] ચલ ચિત્ત છે;
અભ્યાસ વૈરાગ્યથકી, તો પાર્થ પકડાય છે. ૩૫
દુષ્પ્રાપ્ય– અજીતાત્માને–યોગ–એ માનવું મમ;
પામી શકે ઉપાયેથી, વશ્યાત્મના કરી શ્રમ. ૩૬

( અર્જુન કહેછે. )

યોગમાંથી ચળ્યો ચિત્તે, શ્રદ્ધાળુ પણ ના યતિ;[2]
ન પામી યોગ સંસિદ્ધિ, પામે કૃષ્ણ કયી ગતિ. ૩૭
તૂટયા વાદળ પેઠે શું, બેથી ભ્રષ્ટ હણાય ના;
મહાબાહો! નિરાધાર, મુઝાયો બ્રહ્મ માર્ગમાં. ૩૮
મારો સંદેહ આ પૂર્ણ, છેદવા યોગ્ય છો તમે;
બીજો ન સંભવે કૃષ્ણ, જેથી સંશય એ સમે. ૩૯

( શ્રીભગવાન્ કહેછે. )

નથીજ નાશ હે પાર્થ, તેનો ઉભય લોકમાં;
ક્ષેમકારી કોય નહિ, પડે હે તાત! શોકમાં. ૪૦
પામી પુણ્યકર સ્થાનો, ઘણા વર્ષો વસી ખરે;
યોગભ્રષ્ટ લહે જન્મ, શુચિ શ્રીમંતને ઘરે. ૪૧

---

૧ અવશ્ય. ૨ યત્નવાન.

અથવા યોગીઓનાજ, ધીમંતોના કુળે પડે;
લોકમાં દુર્લભતર, આ આવું જન્મ જે જડે. ૪૨
તિયાં તે બુદ્ધિ સંયોગ, પૂર્વ દેહતણો લહે;
ઝાઝો સંસિદ્ધિમાં યત્ન, કુરૂત્તમ ફરી ગ્રહે. ૪૩
ખેંચાય તે પરવશ, તેજ પૂર્વે કર્યા શ્રમે;
યોગનો જિજ્ઞાસુ પણ, શબ્દ બ્રહ્મ અતિ ક્રમે. ૪૪
શુદ્ધ નિર્દોષ યોગી તો, પ્રયત્ન કરતો અતિ;
અનેક જન્મ સંસિદ્ધ, પછી પામે પરા ગતિ. ૪૫
તપસ્વિથી વધૂ યોગી, ને વધૂ કર્મીથી તથા;
જ્ઞાનીથી પણ તે માન્યો, તેથી અર્જુન યુક્ત થા. ૪૬
તે યુક્તતમ માન્યો મેં, સઘળા યોગીમાંય જે;
મુજમાં સ્થિત ચિત્તેથી, શ્રદ્ધાવંત મને ભજે. ૪૭

## अध्याय ७ मो.

(શ્રીભગવાન્ કહેછે.)

આસક્ત ચિત્ત મુજમાં, યોગી પાર્થ મદાશ્રય;
મને સમગ્ર જાણીશ, જેમ તે શુભ નિશ્ચય. ૧
તને હું જ્ઞાન વિજ્ઞાન, આ અશેષ કહું અહીં;
જે જાણ્યાથી વધૂ બીજું, જ્ઞેય બાકી રહે નહીં. ૨
હજારો જનમાં કોઇ, મુક્ત્યર્થે યત્ન તો કરે;
મુક્તોમાં યત્ન યુક્તોમાં, કોઇ જાણે ગને ખરે. ૩
પંચભૂત મનોબુદ્ધિ, અહંકાર ભિદા[1] લઈ;
એમ આ અષ્ટધા મારી, અપરા પ્રકૃતિ થઇ. ૪
જીવ રૂપ જુદી એથી, પરા પરકૃતિ જાણજે;
જડ જેથી કરે ચેષ્ટા, મહાબાહો પ્રમાણ જે. ૫
એ બેમાંથી બન્યા પ્રાણી, સઘળા એમ ધારજે;
હું સર્વ વિશ્વનો જન્મ-દાતા પ્રલયકાર જે. ૬
હુંથી બીજું પરતર, નથી કાંઈ ધનંજય;
હુંમાં આ સર્વ છે પ્રોયું,[2] સૂત્રે જેમ મણીચય. ૭

---

૧ ભેદોને. ૨ પ્રોયું આ સર્વ મારામાં.

પાણીમાં રસ હું પાર્થ, પ્રભા છું ચંદ્ર સૂર્યમાં;
વેદોમાં બીજ આકાશે, શબ્દ પૌરુષ જીવમાં. ૮
પવિત્ર ગંધ પૃથ્વીમાં, છું તેજ પણ અગ્નિમાં;
જીવનું સર્વ ભૂતોમાં, ને છું તપ તપસ્વિમાં. ૯
અનાદિ બીજ હું પાર્થ, જાણજે સર્વ જંતનું;
બુદ્ધિ છું બુદ્ધિવંતોની, તેજ હું તેજવંતનું. ૧૦
બળ હું બલવંતોનું, કામ રાગ વિવર્જિત;
ભરત શ્રેષ્ઠ ભૂતોમાં, કામ છું ધર્મ અર્જિત.[1] ૧૧
જે સર્વ સાત્વિકો ભાવ, રાજસો તામસો અને;
જાણ હુંથીજ તે હુંમાં, તે તેમાં જાણ ના મને. ૧૨
આ સર્વ વિશ્વ આ ત્રણ, ગુણ પ્રચુર ભાવથી;
મોહ્યું એથી પર મને, અનાશી જાણતું નથી. ૧૩
દૈવી ગુણમયી માયા, મ્હારી આ દુરત્યયા;
એ માયા તે તરે છે, જે મનેજ શરણે થયા. ૧૪
મોહ્યા નરાધમ પાપી, ન આવે શરણે મને;
જેનું જ્ઞાન હરે માયા, પામ્યા આસુરભાવને. ૧૫
આર્ત જિજ્ઞાસુ અર્થાર્થી, ને જ્ઞાની ચાર એ જન;
પુણ્યવંતો ભજે મુને, ભરત શ્રેષ્ઠ અર્જુન. ૧૬
તેમાં જ્ઞાની નિત્યયુક્ત, એક ભક્તિજ ઉત્તમ;
તેને અતિ વહાલો હું, ને અતિ પ્રિય તે મમ. ૧૭
ઉદાર એ સર્વે જ્ઞાની, તો આત્મા માનિયો મમ;
યુક્તાત્મા તે ગતિ ગણે, મનેજ અતિ ઉત્તમ. ૧૮
વાસુદેવજ છે સર્વ, એમ જ્ઞાની મને કળે;
ઘણા જન્મ પછી પામ્યો, મહાત્મા કયાંક તે મળે. ૧૯
તે તે કામે હૃત જ્ઞાનો, ભજે છે અન્ય દેવતા;
નેમ્યા સ્વભાવે પોતાને, તે તે નિયમ સેવતા. ૨૦
જે રૂપ પૂજવા ઇચ્છે, ભક્ત જે ભાવ નિર્મળ;
તેની તેની કરૂં શ્રદ્ધા, તેમાં તેમાંજ નિશ્ચળ. ૨૧
તે શ્રદ્ધાયુક્ત તે તેનું, આરાધન કર્યા કરે;
તે દ્વારા તે ઈષ્ટ કામો, પામે મેં આપિયા ખરે. ૨૨

---

[1] સાથે.

તે અલ્પ બુદ્ધિને થાય, ફ્લતો શાંત સેવને;
મારા ભક્તો મને પામે, દેવ પૂજક દેવને. ૨૩
અવ્યક્તને દેહધારી, માને મુને અસન્મતિ;
ન જાણુતા મમપર, અવ્યયાત્યુતમા ગતિ. ૨૪
ઢંકાયો યોગ માયાથી, હું ન દેખાઉં સર્વને;
ન જાણે મૂઢ આ લોક, અજ અવ્યય તે મને. ૨૫
ભૂત ભાવી વર્ત્તમાન, પ્રાણીઓ સર્વ અર્જુન;
હું જાણું છું ન મૂને તો, કોઈ જાણી શકે જન. ૨૬
ઈચ્છા દ્વેષ થયા દ્વંદ્વ, મોહથી પ્રાણી વર્ગમાં;
હે પરંતપ સંમોહ, થાય ભારત સર્ગમાં. ૨૭
જેનાં પાપો અંત પામ્યા, જન જે પુણ્ય સત્કૃતિ;
તે દ્વંદ્વ મોહથી છૂટ્યા, ભજે મને દ્રઢ વૃતિ. ૨૮
જરા મરણ મોક્ષાર્થે, ભજે જે આશ્રિય મને;
તે પૂર્ણ બ્રહ્મ અધ્યાત્મ, જાણે તે સર્વ કર્મને. ૨૯
જે જાણે સાધિ ભૂતાધિ દૈવને સાધિ યજ્ઞને;
પ્રયાણ કાળે પણ તે-યુક્ત ચિત લહે મને. ૩૦

## अध्याय ८ मो.

( અર્જુન કહેછે. )

પુરુષોત્તમ! તે બ્રહ્મ શું, શું અધ્યાત્મ કર્મ શું;
અધિભૂત કહ્યું છે શું, કે'વાય અધિદૈવ શું. ૧
આ દેહમાં મધુરિપો! કેમ ને અધિ યજ્ઞ કો?
જીતાત્માએ મરણુના-કાળમાં જ્ઞેય કેમ છો? ૨

( શ્રીભગવાન્ કહેછે. )

પરાક્ષર બ્રહ્મ કહ્યો, છે અધ્યાત્મ સ્વભાવ જે;
વિસર્ગનું નામ કર્મ, કરે છે ભૂત ભાવ જે. ૩
છે આધિદૈવ પુરુષ, અધિભૂત જગતક્ષર;
આ દેહમાં હુંજ અધિ, યજ્ઞ હે દેહિમાં વર. ૪
મનેજ અંતકાળે જે, સ્મરતો તજી જાય છે;
દેહ એમાં ન સંદેહ, તે મદ્રૂપજ થાય છે. ૫

જે જેવા સ્મરતો વસ્તુ, તજે અંતે કલેવર;
તે તે પામેજ કૌંતેય, સદા તદ્દભાવના પર. ૬
તેથી મને સર્વ કાળે, સ્મર ને યુદ્ધ આશ્રય;
હુંમાં અર્પી મનોબુદ્ધિ, મને પામીશ નિશ્ચય. ૭
પાર્થ અભ્યાસ યોગાઢ્ય, અન્યમાં ન જતા મને;
જાણી ચિંતવતો પામે, પર પૂરુષ દિવ્યને. ૮

(ઈંદ્રવજ્રા.)

જુનો કવિ શાસક સર્વ ભૂપ, ને સર્વ આધાર અચિંત્યરૂપ;
આદિત્યરંગે તમથી પરે જે, તે સૂક્ષ્મથી સૂક્ષ્મ અનુસ્મરે જે. ૯
પ્રયાણ કાળે સ્થિર ચિત્ત ઉક્ત, ને ભક્તિએ યોગ બળેજ યુક્ત;
ભ્રૂમધ્યમાં પ્રાણ ચઢાવિ ભવ્ય, તે તે લહે પૂરુષ ઈશ દિવ્ય. ૧૦
જેને કહે અક્ષર વેદ વેત્તા, પેસેજ જેમાં યતિ રાગ ભેત્તા;[1]
જે ઇચ્છતા બ્રહ્મ વૃતો વહે તે, તુંને કહું હું પદ સંગ્રહે તે. ૧૧

(અનુષ્ટુપ.)

સર્વ દ્વારો સંયમીને રૂંધી હ્રદયમાં મન;
રાખી સ્વપ્રાણ માથામાં, યોગ ધારણકૃત જન. ૧૨
બીજ એકાક્ષર બ્રહ્મ, બોલતો મદનસ્મૃતિ;
જે જાય છોડતો દેહ, તે પામે પરમા ગતિ. ૧૩
અનન્ય ચિત્ત સતત, સંભારે નિત્ય જે મને;
હું છું સુલભ હે પાર્થ, તે યોગી નિત્ય યુક્તને. ૧૪
મને પામી ફરી જન્મ, દુ:ખસ્થાન અશાશ્વત;
નથી લેતા મહાત્માઓ, પર સંસિદ્ધિ ને ગત. ૧૫
લોકો છે પુનરાવર્તી, બ્રહ્મ લોકાંત અર્જુન;
મને તો હે પાર્થ પામ્યા, પછી જન્મ નથી પુન: ૧૬
સહસ્ર યુગ પર્યંત, બ્રહ્મનું જે ગણે દિન;
રાત્રિ યુગ સહસ્રાંના, અહો રાત્રજ્ઞ તે જન. ૧૭
અવ્યક્તથી વ્યક્તિ સર્વે, પ્રકટે દિવસા ગમે;
તેજ અવ્યક્તમાં લીન, થાય છે રાત્રિ આગમે. ૧૮

---

૧ ભેદનાર.

ભૂત ગ્રામ તેનો તે, લય પામે થઈ થઈ;
રાગ્યાગમે પરવશ, જન્મે પાર્થ દિને જઈ. ૧૯
તે વ્યક્તથી તો પર જે, વસ્તુ અન્ય સનાતન;
અવ્યક્ત જે સર્વ નષ્ટ, થતાં પામે વિનાશ ન. ૨૦
પરમાગતિ અવ્યક્ત, કહ્યું અક્ષર નામ તે;
જે પાપી ન પડે પાછા, મારૂં પરમ ધામ તે. ૨૧
અનન્ય ભકત્યેક લભ્ય, પાર્થ પૂરુષ તે પર;
જેના અંતસ્થ છે પ્રાણી, જે છે આ સર્વે અંતર. ૨૨
ભરત શ્રેષ્ઠ આંહીંથી, જે કાળે યોગીઓ જતે;
પાછા ન આવે ને આવે, નક્કી ભાખીશ કાળ તે. ૨૩
અગ્નિ જ્યોતી શુકલ દિન, છ માસે ઉતરાયણ;
તેમાં ગયા બ્રહ્મ પામે, જનો બ્રહ્મજ્ઞ જે પણ. ૨૪
ધૂમ રાત્રિ તથા કૃષ્ણ, છ માસે દક્ષિણાયન;
તેમાં ચંદ્ર જ્યોતિ પામી, પામે યોગી નિવર્તન. ૨૫
વિશ્વની આ શુકલકૃષ્ણ, ગતિ માની સદા ખરી;
એકે પાછો ન આવે ને, અન્યે આવે અહીં ફરી. ૨૬
આ માર્ગ જાણતો યોગી, કોઇ મોહે ન સર્વથા;
તેથી અર્જુન હે પાર્થ, સર્વદા યોગયુક્ત થા. ૨૭

( ઇંદ્રવજ્રા. )

જે વેદ યજ્ઞે તપ દાન દેતે, કહ્યાં ફળો પુન્ય અતિ ક્રમે તે;
આ સર્વને અક્ષરરૂપ જાણી, તે આદ્ય પામે પદ યોગ આણી. ૨૮

## अध्याय ९ मो.

(શ્રીભગવાન્ કહેછે-અનુષ્ટુપ.)

દોષા દર્શી તને આતો, અતિ ગુહ્ય કહીશ હું;
જ્ઞાન વિજ્ઞાન સાથે જે, જાણે દોષ જશે સહુ. ૧
રાજવિદ્યા રાજગુહ્ય, પ્રત્યક્ષ જ્ઞેય ઉત્તમ;
પવિત્ર એ ધર્મયુક્ત, કીધે અવ્યય અશ્રમ. ૨
પરંતપ ન આ ધર્મે, શ્રદ્ધા જે પુરુષો ધરે;
મને ન પામી તે મૃત્યુ, સંસાર પથમાં ફરે. ૩

અવ્યક્ત મૂર્તિએ મેં આ, છે વિશ્વ સઘળું તત;[1]
હુંમાં રહે સર્વ ભૂત, હું ન તેમાં અવસ્થિત. ૪
હુંમાં નજ રહે ભૂતો, જો મારો યોગ ઐશ્વર;
ભૂત ભર્તા ન ભૂતસ્થ, ભૂત ભાવ ન હું પર. ૫
જેમ વ્યોમ સ્થિત મહાન્ વાયુ સર્વ પ્રચાર જે;
તેમ હુંમાં સર્વ ભૂતો-રહે છે એમ ધારજે. ૬
કલ્પક્ષયે સર્વ ભૂતો, પામે પ્રકૃતિ માહરી;
કૌંતેય તેને કાઢું છું, હું કલ્પારંભમાં ફરી. ૭
આ ભૂતગ્રામ અવશ, પ્રકટાવું ફરી ફરી;
બળે પ્રકૃતિને સર્વ, નિજ પ્રકૃતિને ધરી. ૮
રહું ઉદાસીન જેવો, તે કર્મોમાં ધનંજય;
છું અનાસક્ત મૂને ન, બાંધે તે કર્મ સંચય. ૯
હું સ્વામીથીજ પ્રકૃતિ, પ્રસવે સચરાચર;
આ હેતુથી જગતની, થાય પાર્થ ફેરાફેર. ૧૦
ન આદરે મને મૂઢો, દેખી જન તનૂ ધર;
ન જાણતા ભાવપર, મમ ભૂત મહેશ્વર. ૧૧
વૃથા કામો વૃથા જ્ઞાન, વૃથા આશા અચિત્તની;
રાક્ષસી અસુરી નક્કી, પામ્યા પ્રકૃતિ મોહની. ૧૨
મહાત્મા તો મને પાર્થ, પામ્યા પ્રકૃતિ દૈવ જે;
જાણી અવ્યય ભૂતાદિ, અનન્ય મનથી ભજે. ૧૩
સદા ગાતા મને યત્ન, કરતા નમતા અને;
દૃઢવ્રતી નિત્ય યુક્ત, સેવે ભક્તિ ઉપાસને. ૧૪
તે બીજા જ્ઞાન યજ્ઞે બી, અદ્વૈત દ્વૈતથી યજે;
વિશ્વતો મુખ મુને તે, નાના રીતે જનો ભજે. ૧૫
ક્રતુ હું યજ્ઞ હું હુંજ, ઔષધો હુંજ છું ઘૃત;
મંત્ર હું હું સ્વધા સ્વાહા, હું છું અગ્નિ અને હુત. ૧૬
પિતા હું આ જગતનો, માતા ધાતા પિતામહ;
પવિત્ર વેદ્યં પ્રણવ, વેદો સર્વાંગથી સહ. ૧૭
ભર્તા સાક્ષી સુહૃદ્‌વાસ, શરણુ પ્રભુ આશ્રય;
પ્રભવ પ્રલય સ્થાન, નિધિ ને બીજ અવ્યય. ૧૮

---

૧ વ્યાસ.

તપાવું હું વરસતો, ખેંચું છોડું અને પુનઃ;
નક્કી અમૃત ને મૃત્યુ, સત્ અસત્ હુંજ અર્જુન. ૧૯

( ઈંદ્રવજ્રા. )

ત્રૈવિધ પી સોમ અપાપ યાગે, મને યજી સ્વર્ગ વિલાસ માગે;
તે પુણ્ય પામી સુરરાજ લોક, ત્યાં ભોગવે દેવ સુખો અશોક. ૨૦
તે ભોગવી સ્વર્ગપદે વિશાળે, આવે અહીં પુન્ય વિનાશ કાળે:
એવો ત્રયી ધર્મજ જે વહે છે, ગતાગતો કામરતો લહે છે. ૨૧

( અનુષ્ટુપ. )

અનન્ય સર્વથા સેવે, મને ચિંતવતા જનો;
નિર્વહું યોગ ને ક્ષેમ, હું તે નિત્યાભિયુક્તનો. ૨૨
જે અન્ય દેવ ભક્તો બી, તેને શ્રદ્ધા ધરી યજે;
તે બી મુજને કૌંતેય, સેવા વિધિવિના ભજે.[1] ૨૩
હુંજ સર્વત્ર છું સ્વામી, ને ભોકતા સર્વ યજ્ઞનો;
તત્ત્વે જાણે ન સર્વત્ર, મને-તેથી પડે જનો. ૨૪
પામે દેવવ્રતો દેવ, પિતૃવ્રત પિતૃગ્રહે;
ભૂતો પામે ભૂત યાજી, મદ્યાજી બી મને લહે. ૨૫
પત્ર પુષ્પો ફળ જળ, જે અર્પે ભક્તિએ મને;
હું સ્વીકારૂંજ તે અર્પ્યું, ભક્તિએ નિર્મળે મને. ૨૬
જે કરે છે ખાય છે જે, કરે છે તપ દાન જે;
જે હોમે છે પાર્થ છે તું, મને અર્પિત માનજે. ૨૭
શુભાશુભ ફળે એમ, છૂટશે કર્મબંધને;
સંન્યાસ યોગ યુક્તાત્મા, મુક્ત તું પામશે મને. ૨૮
સમ હું સર્વ ભૂતોમાં, દ્વેષ્ય પ્રિય મને નથી;
તે હુંમાં હું રહું તેમાં, જે ભજે મુજ ભાવથી. ૨૯
અનન્યભક્ત સેવે જો, સુદુરાચાર બી મને;
તો માનવો સાધુજ તે, ચોંટ્યા[2] સદ્ વ્યવસાયને. ૩૦
શીઘ્ર તે થાય ધર્માત્મા, નિરંતર લહે શમ;
જાણ નિશ્ચય કૌંતેય, મદ્ભક્ત ન પડે ભ્રમ. ૩૧
મુજને આશ્રયી પાર્થ, હોય જે હીન જાતિયો;
તે બી પામે પરગતિ, વૈશ્યો શૂદ્રો અને સ્ત્રિયો. ૩૨

૧ સેવાવિધિ તજી ભજે. ૨ ચોંટયે.

શું ફરી બ્રાહ્મણો શુદ્ધ, ભક્ત રાજર્ષિ નિર્મળ;
મુને ભજ લહી લોક, આ નિરાનંદ ચંચળ. ૩૩
થા તું મચ્ચિત મદ્દભક્ત, મને પૂજ નમ્યા કર;
મુનેજ પામીશ જોડી, આત્માને એમ મત્પર. ૩૪

## અધ્યાય ૧૦ મો.

(શ્રીભગવાન્ કહેછે.)

મહાભુજ ફરી મારૂં, સુણ વાક્ય પ્રમાણને;
જે કહીશ હિતેચ્છાથી, હું તને પ્રીયમાણને.[1] ૧
ન જાણે મત્પ્રભવને, ઋષિયો દેવતા ગણો;
આદિ હું સર્વ દેવોનો, ને મોટા ઋષિયોતણો. ૨
મુને અનાદિ અજ ને, જાણે લોક મહેશ જે;
તે મૃત્યોમાં અસંમૂઢ, સર્વ પાપ ખરાં તજે. ૩
બુદ્ધિ જ્ઞાન અસંમોહ, ક્ષમા સત્ય અને દમ;
ભવ ભાવ સુખો દુઃખો, ભયાભય અને શમ. ૪
અહિંસા સામ્ય અયશ, યશ દાન તપો ઘણાં;
સંતોષ થાય હુંથીજ, નાના ભાવો જનોતણા. ૫
મહર્ષિયો સપ્ત પૂર્વ, ચાર તેમજ એ મનુ;
મદ્દભાવ માનસ થયો, લોક આ સૃષ્ટિ જે અનુ. ૬
એ વિભૂતિ અને યોગ, જે જાણે તત્ત્વથી મમ;
એ નિઃસંદેહ તે પામે, યોગનો નિશ્ચલ ક્રમ. ૭
હું સર્વનો મૂળ હેતુ, હુંથી સર્વ પ્રવર્તિત;
એમ માની ભજે મુને, બુધો ભાવ સમન્વિત. ૮
મચ્ચિત્ત મદ્દગત પ્રાણ, અન્યોન્ય સમજાવતાં;
અને ગાતા મને નિત્ય, રમે સંતોષ લાવતાં. ૯
સર્વદા યુકત સેવે જે, પ્રીતિપૂર્વક તે મને;
મત્સમીપ રહે જેથી, આપું તે બુદ્ધિ તેમને. ૧૦
હરૂં અજ્ઞાનજ તમ, હું તેનુંજ દયા લહી;
પ્રકાશી જ્ઞાન દીપેથી, આત્મ ભાવ વિષે રહી. ૧૧

---

૧ પ્રીતિ પામતાને.

(અર્જુન કહેછે.)

પરધામ પરબ્રહ્મ, શુદ્ધ આપજ ભવ્ય છો;
આદિદેવ અજ વ્યાપી, નિત્ય પૂરૂષ દિવ્ય છો. ૧૨
દેવલ વ્યાસ અસિત, તેમ દેવર્ષિ નારદ;
એ કહે ઋષિ પોતે બી, કહો છો મુજ પારદ. ૧૩
એ સર્વ સત્ય માનું છું, જે કહ્યું મુજ કેશવ;
ભગવન્ આપની વ્યક્તિ, ન જાણે દેવ દાનવ. ૧૪
જાણો પોતેજ પોતાને, પુરુષોત્તમ આપ તે;
ભૂત ભાવ ન ભૂતેશ, દેવ દેવ ધરાપતે. ૧૫
વિભૂતિ દિવ્ય પોતાની, સઘળી યોગ્ય છો કહો;
જે વિભૂતિ વડે લોકો, આ વ્યાપીને તમો રહો. ૧૬
સદા ચિંતવતો યોગિન, હું જાણું કેમ આપને;
ભગવન્ કયે ભાવે, મારે ચિંતવવા અને. ૧૭
વિસ્તારે યોગ આત્માનો, ને વિભૂતિ જનાર્દન;
ફરી કહો લહે તૃપ્તિ, ન સુધા સુણતા મન. ૧૮

(શ્રીભગવાન્ કહેછે.)

વિભૂતિ દિવ્ય પોતાની, કુરૂશ્રેષ્ઠ પ્રધાનથી;
અહો કહું તને અંત, મારા વિસ્તારમાં નથી. ૧૯
જીવાત્મા હુંજ સઘળા, દેહીના હૃદયે રહું;
હે ગુડાકેશ! ભૂતોનું, આદિ ને મધ્ય અંત હું. ૨૦
આદિત્યોમાં વિષ્ણુ હું છું, જ્યોતિમાં રવિભાકર;
મરીચિ છું મરૂતમાં, નક્ષત્રોમાં નિશાકર. ૨૧
વેદોમાં હું સામવેદ, દેવોમાં વૃત્રનો અરી;
ઈન્દ્રિયોમાં હુંજ મન, ભૂતોમાં ચેતના ખરી. ૨૨
હુંજ શંકર રુદ્રોમાં, નિધિરાટ યક્ષરક્ષમાં;
વસૂમાં હું પાવક છું, મેરુ હું ગિરિ પક્ષમાં. ૨૩
પુરોહિતોમાં વાગીશ, જાણ પાર્થ મને પર;
હું સેનાપતિમાં સ્કંદ, સરોમાંજ છું સાગર. ૨૪
મહર્ષિયોમાં ભૃગુ હું, વાણીમાં એક અક્ષર;
છું જાપયજ્ઞ યજ્ઞોમાં, સ્થાવરોમાં હિમાકર. ૨૫

ગંધર્વોમાં ચિત્રરથ, સિદ્ધે કપિલ સારદ;
પીપળો સર્વ વૃક્ષોમાં, દેવર્ષિગત નારદ. ૨૬
જાણ ઉચ્ચૈઃશ્રવા મુને, અમૃતા દેવ અર્વમાં[1];
ઐરાવત ગજેંદ્રોમાં, નરેશ નર સર્વમાં; ૨૭
આયુધોમાં હુંજ વજ્ર, કામધુક્ ધેનુમાં નકી;
ને છું પ્રજન કંદર્પ, સર્પમાં છુંજ વાસુકી. ૨૮
અનંત છુંજ નાગોમાં, પ્રચેતા વારીચર્યમાં;[2]
યમ સંયમતામાં છું, પિતૃમાં પણ અર્યમાં. ૨૯
દૈત્યોમાં પ્રહ્લાદ કાલ, હું છું કલન કારીમાં;
ચોપગાંમાં હું મૃગેંદ્ર, વૈનતેય ખચારીમાં. ૩૦
વાયુ છું શુદ્ધિકર્ત્તામાં, રામ હું શસ્ત્રવાહમાં;
મીનોમાં હુંજ મગર, જાન્હવી છું પ્રવાહમાં. ૩૧
આદિ અર્જુન હું અંત, મધ્ય હું સર્વ સર્ગનો;
અધ્યાત્મવિદ્યા વિદ્યામાં, વાદ હું વાદી વર્ગનો. ૩૨
આકાર છું અક્ષરોમાં, દ્વંદ્વ સામાસિકાશ્રય;
વિશ્વતોમુખ હું ધાતા, હુંજ છું કાળ અક્ષય. ૩૩
મૃત્યુ ને સર્વ હર્તા હું, ને ઉદ્ભવ થનારમાં;
વાણી શ્રી કીર્તિ નારીમાં, સ્મૃતિ મેધાધૃતિ ક્ષમા. ૩૪
સામોમાં હું બૃહત્સામ, ગાયત્રી હુંજ છંદમાં;
હું માર્ગશીર્ષ માસોમાં, વસંત ઋતુવૃંદમાં. ૩૫
છું દ્યૂત છલનારામાં, તેજ હું તેજવંતમાં;
જયો છું વ્યવસાયો છું, સત્ત્વ હું સત્ત્વવંતમાં. ૩૬
યાદવોમાં વાસુદેવ, પાંડવોમાં ધનંજય;
કવિમાં શુક્ર કવિ છું, વ્યાસ હું મુનિને ચય. ૩૭
દંડ છું દમનારામાં, નય છું નયરાગિમાં;
ને છુંજ મૌન ગુહ્યોમાં, જ્ઞાન હું જ્ઞાનભાગિમાં. ૩૮
તે બી અર્જુન—હું સર્વ-ભૂતોનું બીજ ભૂત જે;
તે નથી હું વિના હોય, ચર હું સ્થાવર ભૂત જે. ૩૯
પરંતપ નથી અંત, મારી દિવ્ય વિભૂતિનો;
સંક્ષેપથી કહ્યો આ તો, મેં વિસ્તાર વિભૂતિનો. ૪૦

---

૧ અશ્વમાં. ૨ જળચરોમાં.

વિભૂતિવાળું શ્રીવાળું, સત્ત્વ ઉત્કર્ષ ખાણુ જે;
તે તે જ તેજઅંશે તું, થયું મારેજ જાણજે. ૪૧
અથવા એ ઘણું જાણે, કામ અર્જુન શું તને?
ધરી રહ્યો હું એકાંશે, વિશ્વ આ સર્વ ભૂતને. ૪૨

## अध्याय ११ मो.

( અર્જુન કહેછે. )

મારા અનુગ્રહાર્થે જે, ગુપ્ત અધ્યાત્મ ઉત્તમ;
આપે વાક્ય કહ્યાં તેથી, મોહ દૂર ગયો મમ. ૧
વિસ્તારે સાંભળ્યા મેં આ, ભૂતોના ભવ અપ્યય;
આપથી પદ્મપત્રાક્ષ, માહાત્મ્ય પણ અવ્યય. ૨
એમ એ જેમ પોતાને, કહો છો પરમેશ્વર;
ઇચ્છું જોવા આપ રૂપ, પુરુષોત્તમ ઐશ્વર. ૩
દેખી શકાય હુંથી તે, એમ જો પ્રભુ! નિશ્ચય;
યોગેશ તો મને આપ, દેખાડો રૂપ અવ્યય. ૪

( શ્રીભગવાન્ કહેછે. )

જો પાર્થ સંકડો રૂપો, હજારો વા મહંગનાં;
નાના પ્રકારનાં દિવ્ય, નાના આકાર રંગનાં. ૫
જો રુદ્ર વસૂ આદિત્ય, અશ્વની સુત મારુત;
ઘણા પૂર્વે ન દેખેલાં, આશ્ચર્ય ભાળ ભારત. ૬
હ્યાં એકસ્થ જગત્સર્વ, જો આજ સચરાચર;
મારે દેહે ગુડાકેશ, ને જોવા ઇચ્છજે પર. ૭
પણ એજ સ્વનેત્રથી, ન તું જોઈ શકે મને;
મારો ઐશ્વર જો યોગ, દિવ્ય ચક્ષુ દઉં તને. ૮

( સંજય કહેછે. )

મહા યોગેશ હરિએ, કહીને એમ ભૂપ હે!
પાર્થને પછી દેખાડ્યું, પર ઐશ્વર રૂપ એ. ૯
નાના દિવ્યાયુધ ધર, અનેક મુખ લોચન;
અનેક દિવ્યાભરણ, અનેકાદ્ભુત દર્શન. ૧૦
દિવ્યમાળા વસ્ત્રધર, દિવ્ય ગંધાનુલેપન;
અનંત આશ્ચર્ય મય, દેવ સર્વત્ર આનન. ૧૧

એક કાળે પ્રકાશે જો, આકાશે દશસો રવિ;
તો તુલ્ય તેની કેવાય, એ મહાત્માતણી છવિ. ૧૨
ત્યાં એકસ્થ જગત્સર્વ, ઘણા ભાગે જુદા જુદા;
રહ્યું દીઠું દેવદેવ, દેહમાં પાંડવે તદા. ૧૩
પછી જોડી હાથ હૃષ્ટ-રોમા સંજાત વિસ્મય;
મસ્તકે દેવને વંદી, બોલિયો આ ધનંજય. ૧૪

( અર્જુન કહેછે.-ઇંદ્રવજ્રા. )

દેખું તમારે તન દેવ દેવા, સર્વે જુદા પ્રાણિ સમૂહ તેવા;
આ ઈશ ધાતા કમળાસનસ્થ, ને દિવ્ય નાગો ઋષિયો સમસ્ત. ૧૫
અનેક બાહૂદર વક્ત્ર આંખો, ચોફેર દેખું તવ રૂપ લાખો;
ન આદિ મધ્યાંત ન વિશ્વભૂપ, દેખું તમારા વળી વિશ્વ રૂપ. ૧૬
ચક્રી ગદાધારી કિરીટવંત, ચોફેર તેજશ્ચય દીપ્તિમંત;
સર્વત્ર દેખું શ્રમથી ભળાય, દીપ્તાગ્નિ સૂર્યદ્યુતિ ના કળાય. ૧૭
અવ્યક્ત છો ઉત્તમ વેદિ તવ્ય, આ વિશ્વનું આપ નિધાન ભવ્ય;
અખંડ મેં શાશ્વત ધર્મપાળ, માન્યા પુમાન્ આપ અનાદિ કાળ. ૧૮
અનાદિ મધ્યાંત બળે અપાર, ચંદ્રાર્કનેત્રાઽમિત બાહુસાર;
ત્વદાસ્ય દીસે જ્વલતા હુતાશે, તપાવિ આ વિશ્વ નિજ પ્રકાશે. ૧૯
ભૂવ્યોમનું અંતર આપ એક, વ્યાપિ રહ્યા સર્વ દિશાજ છેક;
દેખી મહાત્મા તવ ચિત્ર ઉગ્ર, રૂપ ત્રિલોકી વ્યથિતા ઉદગ્ર.[1] ૨૦
આ દેવ સંઘો તમમાં વિશે છે, કોઈ ભયે પ્રાંજળી આદિશે છે;[2]
મહર્ષિસિદ્ધોચ્ચય ભદ્ર બોલી, આપ સ્તવેછે સ્તુતિથી અતોલી.[3] ૨૧
આદિત્ય રુદ્રો વસુ વિશ્વવાતા[4] ને સાધ્ય જે આશ્વિન ઉષ્મ પાતા;[5]
ગંધર્વ યક્ષા સુરસિદ્ધ વૃંદ, સર્વે જુવે વિસ્મયથી અમંદ. ૨૨
દાઢે કરાળું તવ રૂપ પૂરૂં, બહૂદરાસ્યાક્ષિ ભુજાંઘ્રિ ઊરૂ;
દેખી મહાબાહુ! ઘણી વ્યથા આ, લોકો લહે હું પણ છું તથા આ. ૨૩
ઝગે વિશાળાક્ષિ અનેક રંગો, ખુલ્લાં મુખો અભ્ર અડેજ અંગો;
પીડાઉં ચિત્તે તમ ઉગ્ર કાંતિ, દેખી લહું વિષ્ણુ ન ધૈર્ય શાંતિ. ૨૪

૧ પ્રત્યક્ષ મૂળમાં इदम् પદ ત્રિલોકયનું પણ વિશેષણ છે. તેનો આ ફલિતાર્થ છે. ૨ કહે છે. ૩ અતુલ્ય. ૪ વાયુ. ૫ પિત્ર.

દંષ્ટ્રા કરાળો તવ વક્ત્ર દેખી, નક્કીજ કાળાનળ તુલ્ય લેખી ?
દિશા ન જાણું ન લહું હુલાસ, પ્રસીદ દેવેશ જગન્નિવાસ.[1] ૨૫
મેં આપમાં આ ધૃતરાષ્ટ્ર નંદો, સર્વેજ સાથેજ ક્ષિતિપાળ વૃંદો;
આ ભીષ્મ તેવા ગુરુ[2] સૂતપુત્ર, યોધો અમારા પણ મુખ્ય અત્ર.[3] ૨૬
ભયાનકો દાઢથકી કરાળો, વક્ત્રો તમારાં પ્રવિશે ત્વરાળો;
દેખાય કોઈ દશનાંતરોએ, લાગી રહ્યાં ચૂર્ણ થયાં શિરોએ. ૨૭
ઘણા નદીના જળપૂર થાય, સમુદ્ર સામેજ સવેગ જાય;
નૃલોકવીરો વદને તમારે, આ તેમ પેસે પરિદીપ્ત ભારે. ૨૮
જેમ પ્રદીપ્તાનલના પતંગો, નાશાર્થે પેસે અતિવેગ રંગો;
પેસે જનો તેમજ નાશ માટે, સમૃદ્ધ વેગો તવ વક્ત્ર વાટે. ૨૯
બધા જનો દીપિત વક્ત્ર વાટે, ગ્રસંત ચોફેરજ હોઠ ચાટે;
પૂરી પ્રભાથીજ જગત્સમગ્ર, વિષ્ણો તપાવે તવ તેજ ઉગ્ર. ૩૦
કહો મને કો તમ ઉગ્ર વેશ, કૃપા કરો તેઽસ્તુ નમ સુરેશ;
ઇચ્છું તમો હું કળવાજ આદ્ય, જાણું નહીં હું તવકાર્ય સદ્ય. ૩૧

(શ્રીભગવાન્ કહેછે.)

છું કાળ લોક ક્ષયકૃત્પ્રવૃદ્ધ, હ્યાં લોકને આહરવા પ્રવૃત્ત;
ને તું વિના સર્વ રહે ન કોય, જે યોધ ઊભા પ્રતિ[4] સૈન્ય હોય. ૩૨
તેથી લહો રાજ્ય સમૃદ્ધિ ધામ, તું શત્રુ જીતી ઉઠ કીર્તિ પામ;
પૂર્વેજ આ મેંજ કર્યા અગાત્ર, થા સવ્યસાચી ! જ નિમિત્ત માત્ર. ૩૩
જયદ્રથ દ્રોણ સકર્ણ ભીષ્મ, ને તેમ બીજા પણ યોધ ભીષ્મ;
તું મેં હણ્યા માર ન પીડ પામ, જીતીશ યુદ્ધે રિપુ યુદ્ધ જામ. ૩૪

(સંજય કહેછે.)

આ કેશવે ઈ રિત સાંભળીને, કાંપ્યો કિરીટી કરિ અંજળીને;
ફરી કરી કૃષ્ણ નતિ પ્રણામ, અસ્પષ્ટ બોલ્યો ભયભીત આમ. ૩૫

(અર્જુન કહેછે.)

સ્થાને હૃષીકેશ તવ પ્રકીર્તિ, આપે જગત્હર્ષ રતિ પ્રપૂર્તિ;
ને સિદ્ધ સંગો તમ પાય લાગે, સર્વે દિશા રાક્ષસ ભીત ભાગે. ૩૬
નમે મહાત્મા ! તમને ન શાથી ? બ્રહ્માદિ કર્ત્તાજ વડાવડાથી;
અનંત વિશ્વાશ્રય છો સુરાર્ય, અવ્યક્ત તેથી પર હેતુ કાર્ય. ૩૭

---

૧ પ્રસન્ન થાજો પ્રભુ વિશ્વવાસ. ૨ દ્રોણ. ૩ આ ભીષ્મ તેવા ગુરુ અંગનાથી, યોધા અમારાપણ મુખ્યસાથી. ૪ સામે.

પુરાણુ છો પૂરૂષ આદિ દેવ, આ વિશ્વનું શ્રેષ્ઠ નિધાન એવ;
છો વેદ્યવેત્તા પર ધામ પોતે, વ્યાપ્યું અનંતાકૃતિ વિશ્વ હો તેં. ૩૮
પાશી[1] શશી ને યમ અગ્નિ વાત, પ્રજેશ છો આપ વિધાત્રુ તાત;
તમો નમસ્કાર થજો હજાર, ઘણી તમોને નતિ વાર વાર. ૩૯
સામે હવે પાછા હો નમસ્તે, પ્રણામ સર્વાત્મ દિશા સમસ્તે;
અનંત ચેષ્ટા બળથી અનૂપ, છો સર્વમાં વ્યાપક સર્વ રૂપ. ૪૦
માની સખા મેં હઠથી કહ્યું જે, હે કૃષ્ણ હે યાદવ હે સખા એ;
ન જાણુતા આ મહિમા તમારો,પ્રમાદ વા તે રતિ દોષ મારો. ૪૧
ન આદર્યા આપ વિનોદ માટે, વિહાર શય્યાસન ભુક્તિ વાટે;
એકાંત વા લોક સમક્ષ જેય, તે હું ક્ષમાવું તમ અપ્રમેય. ૪૨
આ લોકના તાત ચરાચરોના, ને પૂજ્ય મોટા ગુરુ છો સુરોના;
ત્રૈલોક્યમાં તુલ્ય નથી તમારે, બીજો અતુલ્યેશ્વર ! કયાં વધારે. ૪૩
તેથી નમી આગળ નાખિ તન્ન, હું આપઈડયેશ[2] કરૂં પ્રસન્ન;
ક્ષમા કરો જેમ પિતા સુતાર્થે, મિત્રાર્થે મિત્ર પ્રિય તે પ્રિયાર્થે. ૪૪
પૂર્વે ન દીઠું કદિ જોઈ રાચું, પીડાય ભેથી મમ ચિત્ત કાચું;
દેવા ! મને તેજ તનૂ બતાવો, દયા જગદ્વાસ સુરેશ લાવો. ૪૫
ધારી ગદા તેમજ ચક્ર હસ્ત, હું દેખવા ઈચ્છું કિરીટ શસ્ત;
ચારે ભૂજા તેજ સરૂપ થા હો, ઢાંકી જગન્મૂર્તિ સહસ્રબાહો. ૪૬

( શ્રીભગવાન્ કહેછે. )

અનંત વિશ્વાદ્ય અપાર તેજે, મેં આત્મયોગે પર રૂપ તે જે;
દેખાડિયું અર્જુન આ પ્રસાદે, દીઠું ત્વદન્યે મમ જે ન આદે. ૪૭
ન વેદ યજ્ઞાધ્યયને ન દાને, ને ન ક્રિયા ઉગ્ર તપો વિધાને;
બીજો નૃલોકે કુરુવીર કોઈ, આ રૂપ હું એમ શકે ન જોઈ. ૪૮
પીડા ન તું પામ ન મૂઢતા વા, આ ઘોર દેખી મમ રૂપ આવા;
નિર્ભે ફરી તું મનયુક્ત હર્ષે, આ તેજ મારૂં વપુ જો પ્રકર્ષે. ૪૯

( સંજય કહેછે. )

એવું પ્રભુ અર્જુન સાથ બોલી, દેખાડિયું તે નિજરૂપ ખોલી;
એ ભીતને સદ્વચનેથિ ધીર–આપી, ફરી શાંત ધરી શરીર. ૫૦

૧ વરૂણ. ૨ સ્તુતિયોગ્ય ઈશ્વર.

